# ૧૭૭૯

# બરાસ કસ્તુરીની વારતા.

## શ્રી ગણેસાએ નમઃ

### દોહરા.

શ્રી ગણપતી તુજને નમુ, શારદાને લાગુ પાય;
જો ઇષ્ટદેવ કરૂણા કરે, તો ગ્રંથ સંપુરણ થાય. ૧
અષ્ટ ભૈરવ તુજને નમુ, નમુ જુગત અંબાય;
સહુ કવીને કરૂ વીનતી, બ્રાહ્મણને લાગુ પાય. ૨
કરગરૂ હું કરૂણા કરો, મુને કોય ન દેશો ખોડ;
તમ દાસ તણો હું દાસ છું, માગુ બેઉ કરજોડ. ૩

### છપ્પો.

આદશકતી તુ અંબાય, રંગ સ્વરૂપ કાંતી;
દઇત દુષ્ટને પરીતાપ, ભગત જનને હોએ શાંતી;
હંસ વાહની એજ, તેજ પ્રગટ છે તારૂ;
તું જડ ચૈતનમાં વાસ, અવતરી ભગતને સારૂ;
અરીગંજન સુખ દુઃખ, દાવાદલ ખોઓ આપી;
શામળભટ કહે સહુએ મળી, સેવો સાચી દેવી સરસ્વતી. ૧

### ચોપાઈ

પુરવદેશ રળીઆમણું ઠામ, કોશંબા નગરીનું નામ;
ચીત્રસેન તેનો રાજન, તેને પેટ નોતુ સંતાન. ૧
રાણી ઘરમાં પરભાવતી, તે પણ પુરણ શીરોમણ સતી;
રાણી તેજનો નવ આવે પાર, પણ પુત્ર વના ઝુરે અપાર. ૨
રાય પરજા પાળે રૂડી રીત, પુત્ર જેવી રાખે છે પ્રીત;
પરજા પામે અદકુ સુખ, સપના માંહે નહી તેહને દુખ. ૩
ચુગલ ચાડીયા હરામખોર, તે ગામમાં મલે નહીં કોય;
કપટ કોઇ મનમાં નવ અડે, ભુત વઇતાળ દ્રષ્ટે નવ પડે. ૪
નાતીજાત કામ જાણે નહી તેહ, સુખી છે સરવ કોયની દેહ;
દંડની કોઇએ ન જાણે વાત, દંડ એક શીપાતને હાથ. ૫
હેવું નીકટ કરે છે રાજ, અસત અન્યા અંતરની તાજ;
પરજા પામે અદકુ સુખ, પણ પુત્ર નહી તેને અદકુ દુઃખ ૬

હોમ જગન કીધા અતી ઘણા, દાન દીધાં એમાં શી મણા;
એમ ઘણા ઉપાએ કીધા શહી, પણ પુત્ર ફળ કાંઇ થાએ નહી. ૭
પંડીતને પુછુ રાજન, કેમ પુત્ર થાએ ઉતપન્ન.
પંડીત હેવી બોલ્યા વાણ, જોઇને શાસ્ત્ર વેદ પુરાણ. ૮
પાંચ લાખ ચંતામણી કરો, તેથી પુત્ર તુને થાશે ખરો;
પારથીવ કરાવે, પ્રાતીક જાએ, પુત્ર ફળ તે તારે થાએ. ૯
રાજાએ માની તે વાત, પગે લાગ્યો જોડી બે હાથ;
તતક્ષણ રાજા હરખ્યો એહ, કહ્યા પરમાણે કીધુ તેહ. ૧૦
રાજા સુખ પામ્યો તે નેટ, ગરભ રહયો નારીને પેટ;
ગરભવંતીતો રાણી થઇ, રાજાની તો ચંતા ગઇ. ૧૧
ઘણું હરખીત તે મનમાં થયો, અશવે ચડીને મ્રગીયા ગયો,
સાથે સકળ સેના પરવરી, ચોદરા શેવક રહ્યા તરવરી, ૧૨

## દોહરા.

તારે શેન્યા મહુ આવી સહી, તારે રાજા બોલ્યો વાણ;
હવે અમે એકલા જાશું સહી, તમે પાછા વળો પરધાન. ૧
રાજા ચાલ્યો એકલો, જ્યાંહાં મોટુ જંગલ રાન;
તે ઠેકાણે પરવરયો, ઘેર ગયો પરધાન. ૨
મધ્યાંનકાળ પુરણ થયો, તાપે તન પીડાય;
તરસ લાગી અતી ઘણી, તેથી જીવ તલપાપડ થાય. ૩
રાહા મારગ સુજે નહી, તે જંગલ મોટુ જાણ;
ત્યાંહાં એક કઉતક થયું, તે સંભળાવું કાન ૪
ત્યાંહાં એક અપછરા સરગની, બેઠી કુંભ વીમાન;
અંત્રીક્ષ મારગ જાએ સહી, તેનું ન જુગુશા નામ, ૫
તેણે તે દીઠો રાયને, જંગલમાં ફરતો તે જાણ;
એતો રાજા ચીત્રસેન, એવું જોઇને બોલી વાણ. ૬
જુહાર જુહાર તેણે કરયો રાજાને તેણીવાર;
તે રાજા કાંઇ જાણે નહી, તે ફરતો વનમોઝાર. ૭
તે જુહાર લીધો નહી, તેણે વીચારૂં મન;
શરાપ દીધો તે રાયને, ક્રોધથી કહ્યાં વચન. ૮
તે રાજા મોટો રાજવી, છે એ ચતુરસુજાણ;
એ જુહાર મારો લેતો નથી, એહવડુ શું અભીમાન. ૯
એ બાવરો સરખો થઇ રહ્યો, જોએ ચો દશાએ દ્રષ્ટ;

મહારો જુહાર મીથ્યા કરયો, માટે એને દઉ કષ્ટ. ૧૦
ક્રોધ મારો રેહેતો નથી, આજ જાણ્યું એનુ પાપ;
માહારો જુહાર માન્યો નહી, એવડું શું અભીમાંન. ૧૧
તમ નારીને વીજોગ થજો, એમ કહ્યું તેવાર;
પણ ખબર રાયને નથી, જે કોણે દીધો શ્રાપ. ૧૨
ત્યાંહાંથી પોતે ચલો સહી, ઘેર આવ્યો પોતે રાએ;
તે નગર મધે આવ્યો સહી, સામો તે આવ્યો પરધાંન. ૧૩
વાજતે ગાજતે રાયજી, ગયા મંદીર માંહે રાજન;

## ચોપાઈ

અપછરાએ દીધો શ્રાપ, તે પોતે જાણે નહી આપ;
ગરભવંતી તે નારી જેહ, રાજા જોઇને હરખ્યો તેહ. ૧૪
ખત્રી લોકમાં એહવો ધરમ, તે તમને સંભળાવું મરમ;
ગરભવાળી નારી થાએ જાહરે, સ્વાંમી તેને પુછે તાહરે. ૧૫
જેનું મન નારીને થાય. તેની સ્વામીને કેવી હોય;
માટે એમ પુછે રાજન, કોહો અસતરી તમારે શાનું મન:
તારે રાણી બોલી તેની સાથ, માહારા મનની સાંભળો વાત. ૧૬
જો માહારા મનની પુરો હાંમ, કહું તે કરો એક કામ;
લોહીએ કરીને વાવ ભરાવ, તેમાં તું મુજને નવરાવ. ૧૭
વસ્ત્ર વિના તેમાં ઝીલું સહી, હેવી મારે મન ઇચ્છા થઇ;
તે રાજા સાંભળી વીસમે થીઓ, મનમાં પસ્તાઇને રહ્યો; ૧૮
જો માઠુ થયું નારીનું મન, તો કાંઇ થાશે મોટુ વીઘન;
તે રાજાથી ના કેમ થાય, ના કહે તો શીરજ જાય. ૧૯
જે કોઇ ઇશ્વરનો બનાવ, એક વાડીમાં ખોદાવી વાવ;
પછે રાએ મન વીચાર્યું, હવે રૂધીર કહાંથી ભરૂ. ૨૦
પાણી તેમાં ભરવું સહી, પછે બુધ્ય વીચારી તહીં;
પાણી માંહે નંખાવો પતંગ, તારે થયો રૂધીર સરખો રંગ. ૨૧
તે રાણીને દખાડું દ્રષ્ટ, રાજા મનમાં પામ્યો કષ્ટ;
રાણીને કહે તતબર થાઓ, સખીઓ તેડી વાડીએ જાઓ. ૨૨
જેમાં મન થયું તેમાં નાએ, રાણીને મન હરખ ન માએ;
રાજાના પેટમાં પડી છે ફાળ, ત્યાંહાં મોકલા શેવક રખવાળ. ૨૩
હુશંમી દ્રષ્ટીને હેરો, જઇ રાણીની રક્ષા કરો;
યોદ્દશ શેવક રહ્યા તરવરી, રાણી વાડી મધે પરવરી, ૨૪

વસ્ત્ર ઉતારી મુકયાં છે બાહાર, અંગે ધરચા છે સોલે શણગાર;
શેવક ઉભા છે વાડી બહાર, હાથમાં રહી છે નગનતરવાર, ૨૫
બંદુકો પીસતોલો ઘરમાં રહી, ઉભા વાડી ઘેરી રહી;
પેલી સખી સઘળી ઉભી બહાર, જળમધે ઊતરી તે નાર. ૨૬
તેહેને મન તો રૂધીર સહી, તેમાં ઝીલી રાણી રહી;
સુંદર રાણી શોભે સોહાગ, મુશતકે વેણી વાસુકી નાગ. ૨૭
તેજ તપે તારૂણી તણુ, વળી ગરભ થકી થયું અતી ઘણું;
ઘડી બે ચાર થઇ જાહરે, સખી બાહારથી બોલી તાહરે. ૨૮
રાણીજી હવે નીકળોને બહાર, ઘણી થઇ ગઇ હવે તમને વાર;
રાજાજી જોશે બહુ વાટ, તે કરતા હશે ઉચાટ. ૨૯
તારે રાણી કહે હું ખુશી થાઉ, જાણે આખો દાહાડો નાહું;
નીકળ્યાનું મન મને નવ થાએ, એવુ કહીને તેમાં નાએ. ૩૦
જો જો કરમતાણી એ ગતી, થાશે થાવાનું તે ખબરજ નથી;

## દોહરા

સતે વાવમાં ઝીલે સુંદરી, થઇ ઘટીકા ચાર;
તારે એક કઉતક થયુ, સાંભળો નરને નાર. ૧
એક ગરૂડ ગગને જાતો હતો, તેણે દીઠી નાર;
તેને મનમાં ઉબર છે, એવો કરચો વીચાર. ૨
પતંગ રંગે રૂધીર સહી, તેમાં ઝીલે ધરી આનંદ;
તેમાં ગોર કાયા દીશીએ જાણે માંશનો પીંડ. ૩
શીશ કેશની શોભા શી કહુ. જાણે વળગ્યા ભોરંગ;
તેના નેત્ર જાણે કાચબા, એવો દીઠો રંગ. ૪
તરત લીધી એને ચાંચમાં, ઉડો લેઇ આકાશ;
એ ગઇ એ જાય છે, સહુ જોઆ કરે ચોપાશ. ૫
બંદુક નાલ ઊંચી કરી, મારે તડોતડ તીર;
સખીઓ હાથ ઘશી રહી, સહુએ નયણે ભરીયાં નીર. ૬
સહુ ચીતરામણ વત થઇ રહ્યા, સુજે નહી કાંઈ પેર;
સુધ સાન ઉડી ગઇ, નથી જવાતુ ઘેર. ૭
હવે જવાપ શું દેશું રાયને, એમ થર થર કંપે કાએ;
એકી દ્રષ્ટે ઊંચું જોવે સહી, કરાં કરે હાએ હાએ. ૮
વાર જારે ઘાણી થઇ, તારે રાય થયો અસવાર;
થોડા શેવક સાથે લઇ કરી, આવ્યો વાડી મોજાર. ૯

તારે દીન મુખ દીઠાં સરવના, તારે રાજા પુછે એમ;
રાણી માહારી કાંહાં ગઇ, મુખે બોલો નહી કેમ. ૧૦
ડુમો જામ્યો સરવને, મુખે નવ બોલાએ;
કંઠે રૂદન થાએ સહી, થર થર કાંપે કાએ. ૧૧
રાજા પણ વીશમે થઓ, શકે થયુ કાંઇ વીઘંન;
રાણી માહારી કાંહાં ગઇ, એમ પુછે રાજંન. ૧૨
કેહે શેવક રાજા સુણો, થયો માહા ઉતપાત;
રાણી ઝીહલતાં હતાં વાવમાં, કહીશ હું માંડીને વાત. ૧૩
પછે કઉતક મેટુ થયુ આવ્યો વીનીતાનો તન;
તેણ લીધી ચાચમાં, તે લઇ ઉડયો ગગંન. ૧૪
હમે ઉપાય અદકો કરો મારો અતીશે માર;
તે અંત્રીક્ષ મારગે ઉડી ગયો, અમે જોયાં કરૂ આકાર. ૧૫
એવું કેહેતાં ઝબકી ગયો, રાજા પડયો પરથવી મોજાર;
સવાસ નહી ચેતના, તાંહાં થઇ રહો હાહાકાર. ૧૬
તાંહાં નગર બાધુ આવી મળ્યું, આવ્યો પુર પરધાન;
તે રાજાને ઘણું વીનવે, તોએ બોલે નહી રાજંન. ૧૭
ગુલાબ અતરતો છાંટાં ઘણાં, એમ કીધા ઘણા ઉપાય;
ચાર ઘડીએ મુરછા વળી, તારે બોલ્યો રાય. ૧૮
રાણી માહારી કહાં ગઇ, શી થઇ તેની પેર;
રાણી રણમાં મુકી કરી, શું મો લઇ જાશું ઘેર. ૧૯
તારે પરધાન રાયને પ્રીછવે, વળી નગર લોક તે ઠામ;
નગરશેઠ આદે સહી, તે સહુ કરે પરણામ. ૨૦
મેં શું ધારયું ને શું થયું, ટુટી મારી આશ;
મેં પુત્ર મુખ દીઠુ નહી, હું છેક થયો નીરાશ. ૨૧
માહા કલપાંત કીધું સહી, પછે વિચારી પેર;
પરધાન લોક સહુએ મળી, તેડી લાવ્યા ઘેર. ૨૨
તે દુખ અતીશે ભોગવે, મનથી રેહે ઉદાશ;
સભા મંધે બેસે નહી, પણ મન નારીની પાસ. ૨૩

## ચોપાઈ

એ વાત એટલેથી રહી, પેલી નારીની શી ગત થઇ;
તે ગરૂડ લઇ ઉડોતો ગગન, આવ્યો છે એક સો જોજન. ૧
એક મોટો પાહાડ દીઠોછે તહી, ઉભો ગરૂડ તે ઉપર જઇ;

ચાંચમાંથી કાડીછે નાર, કરવા બેઠો તેનો હાર. ૨
તે ગરૂડે જારે કાહાડી બાર, જુવે તો જીવતી દીઠી નાર;
મુકી નારી ઉડો ગગન, નારી બેઠી તાંહાં કરે રૂદન. ૩
તાંહાં અરાણ્યવંન તે ભારે સહી, પશુ પંખી કાઇ માનવી નહી;
જળ ફળ ન મળે લગાર, તાંહાં એકલી રૂદન કરે છે નાર. ૪
મેં એ કાં માઠો કરો વીચાર, નાહાવા મન કીધુ રૂધીર મોજાર,
માહારા સવામીનો બહુ નેહ, નીશચે તજશે હવે એ દેહ. ૫
અરે પ્રભુ નોધારાનો આધાર, ચડજો વેગે માહારી વાહાર;
તમો ભગત દુખની સાંભળો વાણ્ય, તતક્ષણ દાડો તમો ભગવાન. ૬

છપા—પરથમ મછા સ્વરૂપ. ભુપ શંખાસુર મારો;
બીજે કછપ રૂપ, ચૌદ રતન બાર કાડે;
ત્રીજે વરાહ સ્વરૂપ, પરથવી ગ્રહી ડાહાડે રાખી;
હીરાણ્યકશ્યપને તતકાલ, લજા તેની નવ રાખી;
ચોથે નરશીહીં સ્વરૂપ, ભગત પ્રલ્હાદ કાજે સહી;
સ્થંભમાંથી પ્રગટયા સહી, તેના બાપને મારો સહી. ૧
પાંચમે પરમેશર રૂપ, વામન થઇ વીશ્વમાં વાપ્યો,
એ બાણાસુરનો બાપ, બળી પાતાળે ચાંપ્યો;
છઠે તે ફરશરામ, ફરશી તે કરમાં લીધી;
શેહેસ્રારજુનનો નાશ, પછે પ્રથવી નક્ષત્રી કીધી;
સાતમે રામચંદ્રજી થયા, વાંદર ટોળી મેળવી સહી;
સમુદ્રમા પથર તારો, રાજા રાવણ મારયો જઇ. ૨
આઠમે શ્રીક્રશ્ન અવતાર, મનેહર મોહન જેવું;
પુરાણ સોળ અવતાર, ભગતને દરસણ દેવું;
નવમે બુધ સ્વરૂપ, ધ્યાન એકે ચીતે માંડી;
મારૂ મારૂ નહી કાંઇ, લજા સહુની તરછોડી;
દસમે કલંકી અવતરી, પ્રથવી નવ પ્રલય કરો;
વળી ભગતને કારણે, ભમ મધે અવતરો. ૩

## ચોપાઈ.

એમ નારી કરે રૂદંન, કોણ સાહે કરરે ભગવંત;
એમ નારી કરે રૂદંન, કોણ સાહે કરરે ભગવંત; એકલી રૂદન કરે છે જાત. ૧
એમ ત્રણ દીવશ ને ત્રણ રાત, એકલી રૂદન કરે છે જાત.
એમ ત્રણ દીવશ ને ત્રણ રાત, પછી શું કામ થયું તાહરે;
એમ દીવશ ત્રણ ગયા જાહરે, પછી શું કામ થયું તાહરે;
તાંહાંથી એક જોજનપર તહી, એક રૂશીનો આશ્રમછે સહી. ૨

ઘેર વીદ્યારથી ભણે છે ઘણા, વીદ્યામાં કશી નહીં મણા;
તેને ગરૂએ સોંપુ કામ, દરભ વીણી લાવો આ ઠામ. ૩
પાંચ સાત વીદ્યારથી જેહ, દરભ વીણવાને આવ્યા તેહ;
મુખે જપતા ગરૂનુ નામ, આવ્યા નારી બેઠી જેહ ઠામ. ૪
તે પાહાડ તળે આવ્યા જાહરે, દરભ વીણવા માંડયાં તાહરે;
ઋણે શબ્દ રડે ત્યાં નાર, ત્યારે વીદ્યારથીએ કરયો વીચાર. ૫
કાંઇ ભુત પરેત ડાકણછે અહી, એ કોણ કારણ રૂપ રડેછે અહી
પછે હીમત રાખી સરવે રહ્યા, શબ્દ સાંભળી પાઢ ઉપર ગયા. ૬
દીઠી નારી નઉતમ વેશ, ત્યારે સહુને પડયો અદેસ;
પુછે સઉ મળી સમાચાર, વેહેમ રૂદન કરે છે નાર. ૭
તેણે તેનું કહ્યું વરતાંત, ભાગી તેના મનની ભરાંત;
ત્યારે વીદ્યારથીને આવી દયા, તેને ગુરૂ પાસે તેડી ગયા. ૮
ગુરૂ અગાળ સરવે માંડી કહી વાત, આ નારી સકોમળ જાત;
વળી ગરભવતી નારી સહી. તેના દુખનો પારજ નહી. ૯
તારે ગરૂજીએ દીધી ધીર, મુખ પખાળી પાયુ નીર;
ભાવતા કરાવ્યાં ભોજન, પછે રૂશી બોલ્યા વચન. ૧૦
તમે સુખુ રેહો અમારે ધામ, તસ હીમ પુત્રી કેરે ઠામ;
જાણે પીહેરમાં જાણવા આવ્યાં જેમ, તમો મનમાં ચીતવજો તેમ
હવે દુખ માં ધરશો લગાર, સુખે રેહો તમારૂ દુવાર;
તે નારી રહી તે ઠામ, જારે પ્રભુની કીરપા થઇ તે ઠામ. ૧૨
સુખ પામીને પોચી આશ, એટલે પુરણ થઆ દસ માસ;
સુભ નખેતર સુભ તીથી સોમવાર, પુત્ર પ્રસવ કરયો તાંહાં નાર. ૧૩
ઘેરથી વીદ્યારથી આવ્યા તાંહે, ગુરૂને વધામણી કહી તાંહે;
ગુરૂને હરખ થયો તેણી વાર, જનમ અખેર કરાવ્યા સાર. ૧૪
પછે પુત્રનો કહ્યો સમાચાર, તારા પુત્રના પ્રાક્રમનો નહી પાર;
સકળ વિદ્યા ગુણ પુરણ થશે. દ્રથ્વી પતી તે રાજા થશે.

**છપા**—કામ શમાને રૂપ. ભુપ રામચંદરજી જેવો;
કરણ સમાન દાતાર, મહીમા માહીમા માહાદેવ જેવો;
સ્થીરતા જાણે એમ. ગભીરે શાહગર વખાણું;
દાને કરી બળી રાજન; બરાશ બેહેકથી જાણું;
કીરતી પુરણ નીધી થશે, ગુણે ગણપતી સરખો સહી;
સામળ કહે શું વરણવું અને શેષ પાર પામે નહી. ૧

સતે જેવો હરીચંદ્ર, લખ્મી કુબેરના જેવી;
માને માન ધાતાં તાંહાં, બુધ તરીંબ છે તેહવી;
વાંણી વીદુર વાશ, ખેમાએ પ્રથવી કાંપે;
જોરાવરમાં જોધ, બાણા વળીમાં બહુ ફાવે;
સુર પુરૂશમાં શત વાદીઓ, ધીર વીર ધાતા સહી;
શામળ કહે સહુ સાંભળો એના પ્રાકમનો પારજ નહી, ૨

**ચોપાઈ**—એમ રૂશી કહ્યો પ્રકાર; તે નારીને હરખ અપાર;
હવે દીનપર તે મોટો થાય, સુંદીર વેશ શોહાવે કાય. ૧
બીજનો ચંદ્ર વાધે જેમ, કળા કુવરની વાધે તેમ;
શરીર સુધ બરાશને ઠાંમ, માટે બરાશ પાડું કુવરનું નામ. ૨
દીન દીન મોઢો થયો તે બાલ, ગુરૂ દેખી આણે બહુ વાલ;
વરસ પાંચ થયાં જાહરે; ગુરૂએ ભણાવવા માંડો તાહરે. ૩
વાણ શીખવી તે વીદ્યા ભણે, અને ગુઢ અખેર આણ શીખવા ગણે;
કાવ્ય કબીત ભાષાને ભેદ; ભણે સકલ શાસ્તરના ભેદ. ૪
દસ જોયાં પુરાણ, અમલ પ્રુમલ પીંગળ નીરવાણ;
દુહા ગાથા વ્યાકરાણ વીચાર, સંસ્કૃત પ્રાકૃતનો નહીં પાર.
વીદ્યારથી સંગ રમે જમે; તે માત પીતાને અદકું ગમે,
એમ કરતાં વરશ થયાં છે સાંત, પછી થઇ એક કઉતકની વાત. ૬
વન મધે કુંવર રમતો ફરે, હરનીસ એકલો જાએ બહારે;
તે માતને મન હરખ ન માય, પુત્ર દેખી ને સુખીયાં બહુ થાય ૭
પોતીકા કરનું કંકણ જેહ, બાળકને રમવા આપ્યું તેહ;
તે કંકણ લઇને વનમાં જાય, રમે જમે આણંદ ન માય. ૮
એ કદી વનમાં રમતો બાળ; ત્યાં શું કર્મ થયું તતકાળ;
એક વાદી આવ્યો વન મોઝાર, બાળક રમે છે તેને ઠાર. ૯
તેણે આવી શું કીધું કામ, મહુઅર વગાડું તેણ ઠામ;
ત્યાં મહુઅર નાદ થયો જેટલે, એક મણીધર નાગ નીકળ્યો તેટલે. ૧૦
તે વરધ નાગ પુરાતન સહી; મણી મસ્તક ઉપર ચળકી રહી;
ફેણ માંડી બેઠો તે ઠામ, તારે બાજીગરે શું કીધું કામ. ૧૧
ઝટ પકડી તેણે ઝાલીઓ, પોતીકા કંડીઆ માંહે ઘાલીઓ;
નાગ લઇ આવ્યો તેણીવાર; તારે બાળકે મન કરયો વીચાર. ૧૨
સઘળું બાળકે દીઠું દ્રષ્ટ, મનમાં અદકું પામ્યો કષ્ટ;

સુરવીર ધીર રાજાનો તન, તેને દયા આવી બહુ મન. ૧૩
બાજીગરને બોલાવ્યો વળી, તેની પોતે મનમાં કળી;
અરે બાજીગર પુછું અમો, આ નાગ લઇ જઇ શું કરશો તમો. ૧૪
ત્યારે બાજીગર બોલ્યો વાણ, એ અમારૂં જીવતર તું જાણ;
એ નાગ લઇ વસ્તીમાં ફરૂં ખેલ ખેલાવી ઉદર ભરૂં. ૧૫
અમારા કુળનો એ વેહેવાર, માટે નાગ લીધો આ ઠાર;
તારે બાળક કહે એ ખોટું કામ, એમાં જીવ નથી શું રામ. ૧૬
એનાં સ્ત્રી બાળકને વીજોગ પડે. અહ્યા એથી તુજને કષ્ટજ પડે;
માટે મુકીદ આ ઠામ, કર ઉદ્યમ તું બીજું કામ. ૧૭
વાદી કેહે તું છે અગનાન; એને નવ મુકું એ માહરો માણ;
એ માહરી રોજી સહી, હાથ આવ્યો હવે મુકું નહી. ૧૮
ત્યારે બાળક બોલ્યો વચન; કેટલું એથી મળશે તુજને ધન;
એટલું ધન મુજ પાસેથી લીઓ પણ એ નાગને મુકી દીઆ. ૧૯
કહે વાદી તું આપે સરવથી, પણ એ નાગને મુકવાનો નથી;
એમ કહીને ચાલ્યો સરવથી, ફરી બાળક બોલ્યો તે કથી. ૨૦
કંકણ આપું તુજને તેહ; લઇ વાદીને દેખાડ્યું તેહ;
સાત પાછાઇનું છે મુળ; નહીતર બીજું છે સમતુળ. ૨૧
હીરા રતન છે જડાવ, પુરણ માણેક મોતી જડાવ;
અંધારે થાએ ઉજેશ, તે કંકણ દીઠું ઘણું તેજ. ૨૨
લલચાયું તે વાદીનું મન, તારે વાદી બોલ્યો વચન;
આ કંકણ તો આપો તમો. તો નાગને મુકી દઇએ અમો. ૨૩

**દોહરા**—તાહરે બાળકે કંકણ આપીયું છેડાવ્યો તે નાગ;
તે કંકણ લઇ વાદી ગઓ, ભલીયું તેનું ભાગ્ય, ૧
વાદી ત્યાંથી વળ્યો સહી તારે નાગને થઇ વાચાએ;
ધન ધન ભાએગ તાહરૂં, તેં કીધી માહારી સાહાએ. ૨
જીવતદાન દીધું સહી ઉગારયો માહરો પ્રાણ;
હું પરશન થયો અતી ઘણો, કાંઇ માગ માગ વરદાન. ૩
ત્યારે બાળક જઇ ચરણે નમો, તમને ગમતું જેહ;
તે કીરપા કરીને આપીએ, મુજને વાહાલુ તેહ. ૪
નાગે પછે મન વીચારીયું. કહ્યું તે કહું બાળકને વચન;
એક વેણ આપી હાથમાં તું સાંભળરે રાજન. ૫
આ વેણ જારે વાગશે, તેથી મેહ પામશે નરનાર;

પશુ પંખીને માનવી, સહુ મોહશે સંસાર. ૬
વળી ઘાત ઉપઘાત થાએ નહી મુઠ નજર કે ઘાત;
વ્યાધી રોગ શરીરે વ્યાપે નહી, થાએ કાંઇ ઉચાટ. ૭
વળી દરીઆમાં બુડે નહી, વળી જશ મોહોડે સહુ કેહે.
વીખ વીપરીત ચડે નહી, વળી જસ મોહોડે સહુ કેહ્ે. ૮
ગુણ બુદ્ધીને ચાતુરી, હોશે અપરમપાર;
તમે સુરપે સમરથ થશો. કોઇથી નવ પામો હાર. ૯
વળી કષ્ટ પડે સંભારજો ધરજો મારૂ ધ્યાન;
હું આવી સાહે કરીશ, એમ કહી થઓ અંતર ધ્યાન. ૧૦
નાગ ત્યારે અલોપ થયો, બાળક વીચારી પેર:
પેલી વેણા કરમાં લઇ કરી, આવ્યો પીતાને ઘેર. ૧૧
માતાને વાત માંડી કહી કહી તાતને વાત;
સાંભળી સરવે પરસંન થયા, હવે થયું કુશળ કલ્યાંણ. ૧૨
તે વેણા લઇને ગાન કરે, મધુરે સુર રસાલ;
શબ્દ સહુ સરવ ત્રણગ્રામ શુ, તેથી ઉપજે સહુને વાહાલ. ૧૩
બ્રાહ્મણ તે ભણતા રહે. જોગી રેહેવા દે ધ્યાન;
વાછરૂ ગાયને ધાવે નહી. જ્યારે કરે છે ગાન. ૧૫
ભમત ભગી ચુકે સહી; ગુણીજન તજે જ્ઞાન;
ડાહ્યા નર ડાહાપણ તજે; હુંકારી તજે અભીમાન.
વડવાડીઆ વડવાડ તજે, જ્યારે કરે ગાન;
ચતુર નર ચાતુરી તજે, વીણા શબ્દ સુણી કાન.
નારીઓ જે સાંભળે, તરત તજે અભીમાન;
શબદ જે કોઇ સાંભળે, સરવે ભુલે ભાન.

**ચો. ૧૯**—એ વાતનો અહીંયાંથી રહી પણ હવે રાજાની ગત થઇ;
નારી ગઇ નીશ્ચે જાણ, રાજાએ તજવા ધારયા પ્રાણ. ૧
એમ કરતાં વીત્યાં વરસ સાત, તારે રાજા કહે પરધાનને વાત,
વરસ સાત થયાં સરવથી, હજી નારીની કાંઇ ભાળજ નથી. ૨
માટે માહરે હવે તજવો પ્રાણ, તાહરે કહ્યો પરધાને વાણ;
કાલે રાંણી તમારી આવશે, દુઃખ જસે ને સુખજ થસે. ૩
માટે ધીરજ રાખો મન મોઝાર, કરત, હરતા છે કીરતાર;
એમ સાંભળીને રાખ્યો રાગ, એમ કરતાં ઘણા દીન વીતાજો. ૪
રાતે રાજા સુતો જાહરે, સુભસ્વપ્ન થયું તાંહરે;

જાણે પાસે બેઠી છે નાર પુત્ર ખોળામાં છે નીરધાર. ૫
તે નારી બોલી એવું વચન, સાંભળો મારા સ્વામીન;
મુને માઠી મત ઉપની જાહરે, હું દુઃખ ઘણું પામી તાહરે. ૬
હવે તમો મલ્યા સ્વામીન, એમ કહી દીધું આલીંઘન;
કંઠે ભરાવ્યા બેહુ હાથ, પરસ કરો સ્વામીની સાથ. ૭
તારે રાજાએ બોલજ કહ્યા; તારા વીના બહુ દુઃખીઆ થઆ,
એમ કહી દીએ આલીઘંન એટલે ઉઘડી ગયાં લોચન. ૮
માતુમ કાળ થઓ જાહેરે, નીત કરમ કીધું તાહેરે;
કપડાં સુંદર પેહરયાં સાર, આવી ઉભો સભા મોઝાર, ૯
એટલે આવ્યો પુર પરધાન રાજાએ દીધું બહુ માન;
પેલું સ્પન દીઠું તેહ, પરધાન આગળ સરવે કહ્યું તેહ. ૧૦
તાહરે પરધાન કહે સાંભળરે રાય, હવે થોડા દીવસમાં ચતા જાય;
રાજા કહે ફરકે જમણ લોચન, એવું સાંભળી થઓ પરસન. ૧૧
હવે એ વાત અહીંયાંથી રહી, પેલો વાદી કંકણ લાવ્યો તહીં;
ફરતો ફરતો દેશ વીદેશ, તે નગરમાં કીધો પરવેશ. ૧૨
તે બાજીગરે પીચાર્યું મન, એને વેચીને લેઉ ધન;
તે કંકણનુ મુલ કોણજ કહે, રાજા વિના તે કોણજ લેહે. ૧૩
તેમાં મોટા રાજન, એ કંકણ લઇને આપશે ધન;
તે પોતે સભામાં ગયો, કરજોડીને ઉભો રહ્યો. ૧૪
તારે રાજા બોલ્યો તેની સાથ, કેહે ભાઇ તારી શી છે વાત;
ત્યારે તે કંકણ કહાડયું બાહાર, આપ્યું રાજાના કર મોઝાર. ૧૫
આ કંકણ વેચવું છે માહરે, જો મુલ આપી લેવું હોય તાહરે;
રાજાએ કંકણ લીધું હાથ; ઘણુ હરખ્યો મનડા સાથ. ૧૬
આ કંકણ તો માહરૂં એહ, મારી રાણી કર સોહાવ્યું તેહ.
હવે કહે ભાઇ તું સાચી વાત, કંકણ કયાંથી આવ્યું હાથ. ૧૭
કોઇએ આપ્યું કે વાટે પડયું, એ કંકણ તમને કયાંથી જડયું;
તારે તેણે કહી સહુ વાત, અથઇતી માંડી કહી ખ્યાત. ૧૮
હું દુર પંથ ગઓતોજાણ, એક બાળક સુંદર રમતો તો અજાણ;
માહા મનોહર તેનુ રૂપ, જાણે કોઇ પ્રથવીનો ભુપ. ૧૯
મારા કુળનો ઉદ્યમ જેહ. મેં કરવા માંડયો ત્યાંહાં તેહ;
મહુઅર મે વગાડયુ જાહરે, એક માણીધર નાગ નીકળ્યો તાહરે. ૨૦
હું તેને લેઇ વળ્યો જેટલે, પેલો બાળક બોલ્યો તેટલે;

તેણે કહ્યું આ કંકણ લ્યો, નાગ પકડયો તે મુકી ધો. ૨૧
રમે કકણ લીધુ હાથમાં, સરપ મુકયો તેના સાથમાં;
તે બાળક ત્યાંહાં મુકાવીને ગયો, હું પણ મારે પંથે થયો. ૨૨
હું દેશ દેશાવર ફરી આવ્યો સહી, પણ કોઈએ, કકણ લીધુ નહી
ભારે મુલ તે કોણે અપાય, એ કંકણ તે કેમ લેવાય. ૨૩
તમારૂં સાંભળ્યું મોટું નામ, જાણ્યુ જે યાંહાં થાશે કામ;
એવું જાણીને આવ્યો અહીં, ખપ હોયતો રાખો સહી. ૨૪

**દોહરો**—વાત જારે એવી કહી, ચમકયો તે રાજન;
પરધાન હવે તમે સાંભળો એમ કહે રાય વચન. ૧
ત્યાં સોધ કહાડો સહી, મળશે પુત્રને નાર,;
દ્રવ્ય અનંગળ લ્યો તમો, જાઓ તે વન મોઝાર. ૩
કેહેતામાં સેવક સજ થયા, ને સજ થયો પરધાન;
તે વાદીને સાથે લીધો સહી, ચાલ્યો કરી પ્રણામ. ૪
વાટ ઘાટ વાસો રહે દર મજલ ચાલ્યો જાય;
પછે ઘણાએક દીવસે, આવીયા, માહા વન મોઝાર, ૫
ત્યારે વાદી કહે પરધાનને, અહીં બાળક રમતો તેહ;
નાગ મુકાવ્યો માહરો. કંકણ આપ્યું જેહ. ૬
પરધાને એવું સાંભળી,, સેન ઉતાર્યું ત્યાંહ;
પછે પોતે ઘોડે ચડયો સહી. જુવે કુંવરની ભાળ. ૭
બાધુ વન સોધી વળ્યો નવ દીઠો તે બાળ;
રાત પડી ગઇ જાહરે, પછો આવ્યો દેરા મોઝાર. ૮

**ચોપાઈ**

બીજે દીવસ થયો જાહરે, તે બાળય વનમાં આવ્યો તાહરે;
વીણા કરમાં ઝાલી જાણ, મધુરે શબ્દે કરે છે ગાન. ૧
હાથી ઘોડા ઉંટજ સહી. સહુ એકી દ્રષ્ટે જુવે છે તહીં;
હય દળ પાળા પરધાન, સરવે માંડી રહ્યાં છે કાંન. ૨

**દોહરો.**—બાજીગર કહે પરધાન સુણો, મુને કંકણ આપ્યું તન
તે બાળકનો એજ છે એ સાચુ માંનો વચન. ૧
પરધાન બોલ્યો તે સમે, સાંભળરે તું બાળ,
તારૂં ગાન પુરૂં શુણ્યુ સહી. તુને દેખી ઉપજે વાહાલ. ૨
કુંવર પાસે આવ્યો સહી, તે બોલ્યો મુખ વાણ;
કોણ દેશનો તું અધીપતી, કેમ આવ્યો તું રાંન. ૩

કુટક કોણુ ઉપર અડયું, તે કોહો સાચી વાત; બગર મોતે મા રયા જશો, જો કરશો કોઇની ઘાત. ત્યારે પ્રધાન કહે કુંવર સુણો. તમો કહોના સંતાન; તમો રાજકુંવર છો સહી, સુંદર ચતુર સુજાણ. કોશાંબા નગર સોહામણું, ત્યાંતો ચીત્રસેન રાજન; પરભાવતી રાણી તેહની, તે તાણાં અમો પરધાન. વીજોગ પડયો તે રાણી તણો, તેને વરસ થયાં છે સાત; ગરભ સહીત રાણી ગઇ, તેની નથી જાણતા કાંઇ વાત. એ કંકાણુ દીઠું રાણી તણું, ત્યારે રાજાએ કહી વાત; આ વાદીને લેઇ ફરી, તે વનમાં જાઓ પરભાત. કંકાણુ દીઠું રાણી તણું, આવ્યું વાદીને હાથ; તેણે ભાગ કહી સહી, વેચવા આવ્યો તે માટ. તે સારૂ અમો આવીઆ, રાજા ઘરે બહુ દુઃખ; તે રાણી રાય મળે સહી, તો તતક્ષણ થાએ સુખ. ત્યારે બાળક બોલીઆ, સાંભળો કહુ તે સાર; માહારી માતા અહીંયાં રહે, રૂખીના આશ્રમ મોજાર. તાત અમારે છે નહી, પાળે રૂખી કરી જતન; હું ને મારી માવડી, રહીએ છીએ આ વન. પરધાન હું પુછુ મારી માતને, તારે જાણીતો થાઉ; જાણ્યા વીના બોલુ કાશું, તે સહુ ચીતમાં ચાહુ. બાકી કંકાણ મેં આપ્યું સહી, આ વાદી કેરે હાથ: નાગ મુકાવ્યો મેં સહી, તે તો સાચી વાત. એવું કહીને દોડીઓ, દોડી આવ્યો માની પાસ; હરખ ધરતો અતી ઘણો, અતી ધરતો મન ઉલાશ. મા પાસે બેઠા સહી, બોલ્યો કરી પ્રણામ; સાચુ નહી કહો મારી માવડી, તો તમને મારા સમ.૧૯

## ચોપાઈ.

માહારા તાતજીનુ સું છે નામ, ને આપણુ ક્યાં હોશે ગામ; આ વનમાં એકલા કયમ અહી, આ જંગલ છે વસ્તી કેમ નહીં. એવી વાત કહી જાહરે, તેની માતા બોલી તાહરે; સાચુ કહુરે માગ તન, આજ તાહારૂ મનાવુ મન; કુશુંબા નગરી પરમ વિશાળ, ત્યાંહાંનો ચીત્રસેન ભુપાળ; તે રાયની હું રાણી સહી, વિજોગ પડયો ને આવ્યાં અહી. વિત્યા વાત કરતાં વરસ સાત, હજી ખબર નથી સાક્ષાત. આવ્યો છે આપણો પરધાન, લાવ લશકર લેઇને. રાનકુંવરે એમ કહ્યું જેટલે, બારણે શેવક આવ્યો તેટલે. એટલે આવ્યો પરધાન, રાણીએ દીધાં બહુ માન. પોતીકો પ્રધાન દીઠો જાહરે, નેત્રે નીર વહ્યાં તાહરે; તે રૂ

બીને વાત સરવે કહી, ખરી નીશાં રૂપીની થઈ. પ્રધાન કહે હુવે વિદાય કીજીએ, જઇ વધામણી અમારી લીજીએ; તાહારે રૂપી કહે તતબર થાઓ, સુખે તમારે દેશ જાઓ, પ્રધાન ફરગરી લાગ્યો પાય, તમે અમારી કીધી બહુ શાએ; રાણી ચરણ લાગી જઇ, આગ્ના આપા પીતાજીએ તહાં. આશીશ વચન લેઇ મુસ્તક ધરયું, તતક્ષણ સેન્યા સજ કરયું; નોબત નગારાં ગડગડે, ઢોલ દલામાં સ્યાંહાં દરદડે. હાથીપર મેઘાડંમર સાર, તે ઉપર બેઠો રાજકુમાર; પ્રધાન તેને ચમર કરે, નીશાન તે ઉપર ફરફરે. રૂપી થોડે વળાવા ગયા. પછી વીધારથી સહી પાછા વળ્યા; પચરંગી સૈન્યા સહુ જાણ જાણે સ્વરગ તણા રાજંન. સમીપે નગરી આવી સહી, વધામણી આગળથી ગઇ; સાંભળી જે ચીત્રસેન રાજંન, આવી રાણીને આવ્યો તન. સાંભળતામાં તતબર થયો, સેન્યા લેઇ રાજા સામો ગયો; મોતીએ થાળ ભરાવી સહી, તે રાજાએ કરમાં ગ્રહી. પુત્રે પિતા દીઠો જાહરે, ત્યાહાંથી હેઠો ઉતરયો તાંહરે; મોતીડે વધાવ્યો તન, ખોળે બેસાડી પુત્રે રાજન માથે હાથ ફેરવી કહે મારા તન, હરખ ધરી કીધું ચુંબન: પ્રેમનાં આંસુ નેત્રેથી વહી, એક એકની વીગત કહી. પાછી સેન્યા તતબર થઇ. નગર મધે તેતો પરવરી; મેઘાડમર ઉપર બેઠો રાજન, ખોળામાં લીધો છે તન. પ્રધાન પોતે ચમરજ કરે, તે રીતે નગરમાં ફરે; નગર લોક જોવાને જાય, અતિ આનંદ હેરખ ન માય. રાજાના નીરખ્યા છે તન, હરખે સહુ લોકોનાં મન; ભાટ બંદીજન કરે પોકાર, તે જસ ઘણો કરે છે વિસ્તાર, પોહોચ્યા રાજભુવન જાહરે, સભા મધ્યે બેઠા તાહરે; રાજા દે જાચકને દાન, માગણને ત્યાં દેછે માન. વધામણી વહેંચી છે ઘણી, શી શોભા કહુ તે તણી; વાદીને કીધા વીદાય, ઘણું દ્રવ્ય દીધુ તેહેને રાય. પછી જાતી કરમ કુંવરના કરી, ઘણો હરખ તે મનમાં ધરી; પુત્ર શોભે તો સુંદર કાય, જાણે આભ માહે ચંદ્રમાય. વેણા લેઇ ત્યાંહાં કરેછે ગ્યાન, સહુ માંડી રહે છે ત્યાં કાન. ૨૧

### છપ્પો

ચાર વિદ્યા ગુણ જાણ, પ્રમાણ તો પચે કીધો; બુધ બત્રીસે લક્ષણ, પ્રેમરસ પ્રીતે પીધો; અતિશે કોમળ અંગ, રંગ રૂડો

શોભે અંગે; એહેકે એહેક બરાસ, સુગંધી રૂડે સંગે; કળા બંહોતે રી બુધ્ધ લહે, ચતુર ચિત માંહે ઘણું; શામળભટ સાચુ કહે, ૧ રણા કરૂં શું તે તણું. શાસ્ત્ર પુરાણને વેદ, કુંવર ભણ્યો ત પા ઠે; કવિત ભાષાના રંગ. શું કહુ તેના ઠાઠે; દુહા ગાથાના ભેદ, સંસક્રુત પ્રાક્રત પરમાણે, કામણ મોહન ને વશીકરણ, વિદ્યા વ્યાકરણની જાણે; સુરવિર ધીર ઘણું, કામ સમાને રૂપ છે; બરાસ નામ છે તે તણું, તે પ્રથીપતી ભુપ છે. ૨.

## દોહરા.

તેમાં પ્રાક્રમ અતી ગણું. કેહતાં ન આવે છેહ; વજીર તે ણા એક કુંવર છે, તે સાથે બહુ સ્નેહ ઘડી અળગા રેહતા ન થી, હરનીશ બંન્યો જોડ; ગુણ લક્ષણ સમોવડ નહીં ખાંપણ કે એડ. ગુણ સ્વભાવના છે એ ઘણું, તે રાખે રૂડી રીત; બરાસ કુંવર જે રાયનો, તે સાથે બહુ પ્રીત. જમવુ ખાવું એકઠું, સુવું એકઠા સેજ; શુખ દુઃખ એક એકને કહે, માંહો માંહ બહુ હેત. અગીઆ રમવા રોજ સંચરે, બે જાણ થઇ અ સ્વાર; તે વન મધે જઇ ફરે, તે લાવે રોજ શીકાર. તે વનમાં ક્રમ કેવુ કરે, વેણા વજાડે હાથ; પછે શીકારને જાણ લે સ હી, પકડી લાવે પાતીકી સાથ. હાથી જુથ મળે ઘણાં, સાંભળ વાને ગ્યાન; હાલ્યા ચાલ્યાની ગતી નહી, ધરી રહે સહુ ધ્યાન. પછી પકડી લાવે તેને પલકમાં, લાવે નગર મોઝાર; હરનીશ આણંદ કરે, ભાવે રાજન શિકાર. દેશ દેશે ચાલ્યા વારતા, જે રૂડો બરાસ રાજંન; એના પ્રાક્રમને પોહોંચે નહી, એવો ચિત્તસેનનો તંન માગાં આવે દેશદેશના, જેને ઘેર કન્યા સાર; કુંવરનુ મન નથી માનતું, સહુને કેહે નાકાર. ત્યારે તાત કહેછે ત નને. પુત્ર પરણો કન્યા રૂડી પેર; તમ લાયક હોએ સહી. ત્યાં કરીએ રૂડે ઘેર. ત્યારે પુત્ર કહે પિતા સુણો, માહારે પરણ્યાની નાય; અમારૂં મન માને સહી, ત્યારે કહીશું હાય. ત્યારે રાજા બોલ્યો નહીં, ત્યારે મીત્ર મીઠવે વાત; ભાઇ તમે પરણ્યાની ના કહો, એ રૂડો નહી વેહેપાર. પરણો કન્યા રાયની, સુંદર ચતુરસુ જાણ; તવ કુંવર મન એમ કહે, તે મિત્ર મત્યે સાચાં વાત. ૧૪

## ચોપાઈ

રાજકુંવર કહે સાંભળ મીત્ર, તાહારી બુધ્ધી પરમ પવીત્ર; ગુણ

લખણ ગુણનો ભંડાર, એવી ઝાહરે મળશે નાર. ત્યારે અમે પરણીશું સહી, ત્યાર વગેર પરણવાનો નહીં; ત્યારે વારૂ કહીને મીનજ રહ્યો, ફરી બોલ રાજાએ નવ કહયો. તે કુંવરને વરસ થયાંછે બાર, પછી શો થયો પરકાર; નીત્ય શીકારે જાએ સહી, શું કામ કરેછે ત્યાં તે રહી. ગોફણ નો લાગ્યો છે ખ્યાલ. તેથી આણે પસુનો કાળ; એમ થોડા દીવસ ગયા જાહરે, પછી શું કઉતક થયું તાહરે. વછર કુંવર રાજાનાં તન, બેજણ મ્રગીયાને આવ્યાં વન; ગોફણનો તે મારે માર, કરે પશુ તણો બહુ સંહાર. તે કુંવર પંથે ગયોછે બહુ, હવે તે કથા વીસ્તારી કહું; એક તપસ્વી બેઠો તપ કરે, ધ્યાંન ઇશ્વર કેરૂ ધરે. તેને વાગી તે દીશ' નિકળ્યું રૂદીરને ફાટ્યું શીશ: અરે અરે કરે પોકાર, એ કોણ દુષ્ટ મને મારનાર. વછર રાય ત્યાં બે જણ ગયાં, જઇ પેલાને ઓશીયાળાં થયા; આસના વાસના કીધી ઘણી સ્તુતિ કીધી તે તપસ્વી તણી; બહુ અમથી થયો અન્યાય, તે તમારે કરવો ખમાય; બેહુ જણ મળી સ્તવનજ કરે, કરગરે ને બોળા પાથરે. ત્યારે તપસ્વી બોલ્યો વચન, રાજકુંવર તું કોણો તન; કોસંબા નગરીનો ધણી. જેની કીરતી જગમાં ઘણી જે ચિત્રસેન કહીયે રાય, તે અમારો પીતાજ થાય; તેનો કુવર બરાસ મુજ નામ, રમું વનમાં મ્રગીયાને કામ. એવી તપસીએ સાંભળી પેર, ઉતરી ગયું તપશીનું ઝેર; અરે રાજકુવર તમને નવ ઘટે, એમાં તમારૂ માનજ ઘટે. જો બીજો હોત તો દેતજ શ્રાપ, રાજકુંવર જાણી કરૂં છું માફ; જો તું રાખે એવડું જોર આ વનમાં આવી કરે છે શોર. શેહેજમાં ઘાતજ તે કીધ મુને, હું બળીયો ક્યારે જાણું તુને; કસ્તુર સભાવતી કેહેવાય, દરીયા પાર નગરી તે ત્યાંહ. ત્યાંનો કપુરશેન રાજન, કપુરાવતી નારીનું નામ: તેહને કસ્તુરાવતી તંન, રૂપે જાણે છે રતન. સવાશેર કસ્તુરી ચોળી ને નાહાય, ઘણા રાજા તેને મનમાં ચાહાય; કોઇને લાવે નહી મન, અહંકાર ઘણો છે તેહને મન. એવી નહી કોઇ સુંદર નાર, ત્રી લોકમાં મથવી સંસાર; દેવતાને મન વરવાનું થાય, તે નારી કોઇને પણ નવચાય. જોગી જંગમનાં મન ચળે. એવી નારી ભાગ્યે મળે; તેનું મુખ જોઇ ચંદ્ર લજવાય, તે જઇ છુપ્યો આભજ માંય. એની વેણી વાસુકી ના

ગ સમાન, તેણે કીધો પાતાળે ઠામ; તેનો કરજોઇ કમળ લજ વાય, તે નાશી રહ્યાં જળ માંહે. તેની ભ્રગુટી કામન આકાર, નેત્રરસ ભરચાં રેહે છે સાર; તેની નાશીકા શુકચંચ પ્રમાણ, ક પોળ જાણે ઉગ્યો છે ભાણ. દંત જાણે દાડેમ કળી, વાણી મી ઠી મધુરી ગળી; હસતાં ખાડા પડે છે ગાલ, મુખડું જાણે લા લમસાલ. પેટ પીંપળપત્ર સાતળું, નાભી શોન શોભે અતી ઘ ણું. કટી સહીનાં સરખી રંભ, જંઘા જાણે કેળના સ્થંભ. ચા લ ચાલે ગજ ગતી, એવી નારી પ્રથવીમાં નથી; તે કન્યા પર ણે જાહરે તુને જોરાવર જાણું તાહરે. સાંભળી એવી તપશીની વાણ. વીંધાઇ કીધો રાજાનો પ્રાણ; મોહબાણ વાગ્યાં તે ઠાંમ. બોલ્યો મિત્ર સાથે એ વાણ. તમે તમારે ભોવન પરવરો, અમા રી આશા રખે કરો; એ કંન્યા પરણીશું જાહરે, પાછા મંદીર આવું ત્યાહરે. જો નારી એ મળશે નહી, તો તો પ્રાણ તજી શુ સહી; આ અવતાર ધરયો નારી માટ, એવો મનમાં ઘડી ઓ ઘાટ. ૨૬

## દોહરો.

ત્યારે વજીર સુત વાણી વદે, સાંભળ રાજકુંમાર; તમને મુ કી પાછો વળું તો ધિક્ધીક મુજ અવતાર. આ તનમન ધન તાહરૂં, હું તાહરો ચાકર જાણ; તમો પાછા મુને મોકલો સહી, તે ઘટે નહી રાજાણ. ૨

## છપા.

મીત્રનો એ વેહેવાર, તે દુ:ખીએ એ દુ:ખીઓ; મીત્રનો એ વેહેવાર, તે સુખીએ એ સુખીઓ, મિત્રનો એ વેહેવાર, સાથે લેઇને ફરવું, મીત્રનો એ વેહેવાર, માન મુકીને મળવું; મીત્રનો એ વેહેવાર ભ્રાંત કશી નવ રાખે; મીત્રનો એ વેહેવાર, ભ્રાંત ક શી નવ રાખે; મીત્રનો એ વેહેવાર, સરવ વસ્તુ ચખાડી ચાખે; મીત્રજ તે તો જાણીએ જે વાટઘટ સાથે સહી; સુખ દુ:ખમાં આવી મળે, અધક્ષણ અલગો નહી. તે મીત્રને ધિકાર મન વિના જે મળવું; તે મીત્રને ધીકાર, શું નમાશંગ કરવું; તે મીત્રને ધીકાર, દુ:ખ જોઇ પાછો ફરશે; તે મીત્રને ધીકાર, પા પ થકી જે રળશે વીર; તે મીત્રને ધીકાર, જે બોલ્યો બોલ ન વ સાંખે; તેવા મીત્ર શા કામના, જેની ઉપર સ્નેહ નવ ધરે;

સાંમળભટ સાચુ કેહે, મન મળ્યું ત્યાં અંતર કરે,

## ચોપાઈ.

માટે માનો માહેરી વાત, હું અવું તમારી સાથ; બેહુ જણા ઘોડે થયા અસવાર, ચાલ્યા અરણ્ય વન મોઝાર. અઘોર વનમાં ચાલ્યા જાય. કોયને નવ ગણે લેખા માંહ; પાહાડ પર્વત ડુંગર પરચંડ. ટીંબા ટેકરા મોઢા પરચંડ, નદી નાળાં આવે ગુફાય. રસ્તો મારગ નવ જણાય; ખેર ખખર ખરશાદડા તાડ, શીશોળીઆંને મોટે હાડ. બાવળીઆ બોરડી ને કંથાર, ઝાહ્ડાડ ઝંખ નવ સુઝે પાર; તે ગંધસી હરણાં દેતાં ફાળ, બોલે જાંબુક શશલા શિયાળ; વાઘ વરૂ ચીતરા છે ઘણા, શુઅર રોઝ સીંહની નહી મણા; હવે વન દીઠું છે વોમ. માહા ભયંકર વસ્તી ભોમ. ત્યાં બીવા લાગ્યા બંન્યો સહી, જવા આવવાનો મારગ નહી; એમ વીસ દીનને વીસજ રાત, બંનો અશ્વ બેઠા છે જાત. એક વીશમો દહાડો થઓ જાહરે, એક શુંદર વન ડીઠું તાહરે; ત્યાં કાઅર નરના જાએ પ્રાણ, પણ શુરવીર ધીર રાજંન. પણ શુંદર વન દીઠુ જાહરે, મન રળીયાત થયા તાહરે; રહી ત્યાંહાં ભાર અઢાર, શુદર સુગંધી છે અપાર. વારૂ વન ચારોલી તણાં, અખોડ પસ્તાં બદામનાં ઘણાં, દ્રાખ માંડવા છે ઠામો ઠાંમ, આંબા જાંબુ એલચીનાં વંન. ડમગે મરવો કેતકીના વલી, ગુલાબ માલતતી મુચકુંદે ભલી; ડાડમડી જમરૂખને શીતાફલી, લવંગ લતા રહી છે ઢલી. કેળસ્થંભ છે ઓગા ઓગ નાના નાના વીધ પંખી કરે છે સોર; જાવંત્રી જાયફળનાં વ્રક્ષ. શુક સારિકા હંશ ચકોર. કોયલ મેના મધુરા મોર; ભમર ગુંજાવ્રર કરે અતી ઘણા શોર કલોલ થાય છે ઘણા. તે ઠાંમે એ આવ્યા વીર, ત્યારે મનમાં આવી ધીર; દેખો વન બહુ હરખે ભરયા, ત્યારે અશ્વ થકી હેઠા ઉતરયા, ૧૩

## દોહરા.

વીસ દાહાડા એમ વહિ ગયા. અશ્વ ઉપર અસવાર; એક વીસમે દાહાડે ઉતરયા, અશ્વ બાંધ્યા તે ઠાર. મુખ પખાલણુ કીધુ સહી, તેમાં કીધું અસ્નાંન; નીત્ય કરમ પોતે કરયું, આપ્યાં સુરજને દાન. આસના વાસના અશ્વની કરી, નીરાં ચારને નીર; નાના વીધ ફળ ભક્ષણ કરયાં ને સુધ થયાં શરી

મધુરો વાયુ આવે સહી, આવે સુગંધી અપાર; સુતાં સુખ પામ્યા બે જણા, નીંદ્રા આવી તે ઠાર.

## ચોપાઈ

બીજા દીવશનો થયો પરભાત, સુતા ઉઠ્યા બેહુ જણા સાથ; વળી ત્યાંહાં કીધું અસ્નાંન, સુરજને દીધાં અસ્નનાં દાંન. ફળ તણા કીધા આહાર, પાછા અશ્વે થયા અસ્વાર; વળી બેઉ બેઉ કરતા જાય, કોઇને ગણે નહીં લેખા માંહ, એક દેશ મુકીને બીજે લે, પડે નીશા ત્યાંહાં વાશો રહે; રાજકુંવર તવ બોલ્યો વાણ, શાંભળ ગુણ સ્વભાવ ગુણવાન. ઘર મુક્યાને થયા ત્રણ માસ. તોએ આંપાણી નવ પોતી આશ; હવે દેહ તજું સરવથી, મુંને કસ્તુરાવતી મળવાની નથી. ત્યારે બોલ્યા ગુણ શ્વભાવ વજીર, રાખો આપ રૂદેમાં ધીર; આપણે કસ્તુરાવતીને મળશું સહી, તે વાતમાં તો શંદ નહીં. વળી એમ કહીને ચાલ્યા જાય, આવ્યા અઘોર વનમાંહ.

## દોહરા.

એમ વીચાર કરતાં સાંચરે, આવી વસમી વાટ; ભય ભીત વીવલ ઘણું, મનમાં ગણો ઉચાટ. એમ કરતાં ત્રણ દી થયા, પછી શું થયું ત્યાંહ કામ; એક વડ મોહોટો ગંભીર સહી, ઉતરયા બંન્યો તે ઠાંમ. વડ થડે ઘોડા બાંધીઆ, ત્યાં સુતા બંન્યો વીર; ધીરતા ધીર રાખી ઘણું, ને શુખીઆ થયા શરીર. નીંદ્રા કીધી બેહુ જણે. વેજે ગઇ છે મધરાત; ત્યાર પછી ત્યાં નીપન્યું. તે કહુ વીસ્તારીને વાત. સ્વપ્ન આવ્યું એક રાયને, દીઠા પુરૂષ ત્યાં ત્રણ; છત્રીસે આયુધ અંગે ધરયાં, તે બોલ્યા મુખ વચન. ચિંતા નહીં કર તું અધીપતી, થાસે તાહરૂં કામ; તુને કસ્તુરાવતી મળશે સહી, જશો કપુર સભાવતી ગામ. આ જથી ચોથે દાહાડલે, આવશે એક અશાવરી ગામ; ત્યાં તમો સુખ પામશો, એવું આશાવરી તેનું નામ. ત્યાં તમો સુખીયા થશો, જડશે કપુરા સભાવતી ગામની ભાળ; પછી કસ્તુરાવતી મળશે સહી. એમ કહ્યું તતકાળ. એમ કહી પુરૂષ ગયા ઝબકીને જાગ્યા રાજન; પેશ્રા દીઠા નહી પુરૂષ. પડયો વીચાર બહુ મન. એટલે વજીર સુત જાગીયો, બોલ્યો મુખે વચન; તમો શું વીચારો મન. એટલે વજીર સુત જાગીયો, બોલ્યો મુખે વચન; ત-

શું વીચારો છો રાયજી, કેમ પરવશ પડયા પ્રાણ. રાજકુંમાર એ
મ બોલીયો, મુંને આવ્યું એક સ્વપ્ન; તે પ્રગટ વાત કહી ગ
યા આવ્યાતા પુરૂષ ત્રણ. કહ્યું આજથી ચોથે દાહાડસે, આવ
સે આશાવરી ગામ; તાંહાંતો કામ તમારૂ થસે. પોહાચસે મન
નની હામ. એમ કહીને તે ગયા, એટલે ઉઘડયાં મારાં લોચ
ન; એવી વાત કોઇ કહી ગયું, પછી સાચુ કે જુઠુ સ્વપ્ન.
ત્યારે વજીર સુત વાળી વદે. થયા અશ્વે અસ્વાર. જે હસે તે જણાસે
રહી, ફરતા હરતા કીરતાર. એમ કહી અસ્વ ખેડીયા, ચાલ્યા ચ
તુર સુજાણ; ત્રણ દીવશ એમ વહી ગયા, ત્યાં ખુશી થયા રાજાણ.

## ચોપાઈ.

ચોથો દીવસ થયો જાહરે, આશાવરી ગામ આવ્યું તાહરે;
નગર સુંદર, દીઠું તહીં. દરવાજે દરવાન બેઠો સહી. જઇ ઉ
ભા બન્યો તે ઠામ, ત્યારે દરવાને કરયો પ્રણામ; ત્યારે બો
લ્યો રાજાનો તન, કહો દરવાન સાચુ વચન. આ નગરીનું શું
છે નામ, કોણ છે એનગરીનો રાજન. પણ દરવાન તો બોલે ન
હીં મુખ. ત્યારે રાજાને લાગ્યુ દુઃખ. ફરી વળી બોલ્યો વજી
ર, કાંરે બોલતો નથી અહીર; આ નગરીનુ નામ શું કેહેવાય
આ ગામનો કોણ છે રાજાય. કોય તે બોલે નહી વાણ, વિસ્મે
પાંમ્યા વજીરને રાજાન; પછી ચાલ્યા નગરમાં જાય, ત્યાંહાં તે
તો દીઠો તેવો પ્રકાર. સુંદર મેહેલચીત્રામણ સાર, જડીત કનક
હીરા હાર; છજા ગોખલા વાડી સહી, મેડી મેહેલની શોભા ક
હી. વાડી કુપ તળાવને વાવ, તે નગર જોતાં ઉપજે ભાવ; નગ
રની શોભા અપરમ પાર, ભરયો દ્રવ્ય લક્ષમી અપાર. પણ
વસ્તી ઝાઝી નથી તહીં. કોઇ કોઇ માણસ ફરે છે સહી; ખાંચા
ખુંચી ગલીને પોળ; જોઇ મોહોલની ઓળાઓળ કોઇ કોઇ ઠેકા
ણે પુરૂષ પળે, કોઇ ઠેકાણે નારી પાણી ભરે; તેને જઇ પુછે રા
જન. કો મુખે નવ બોલે વચન. તે જોઇ અચરત મનમાં થા
ય, એતે કારણ શું કેહેવાય. કોઇ મોહોડે બોલે નહીં વાણ, ઘ
ણો અંદેસો કરે રાજન. બે જણ મનમાં કરે વિચાર, પછી
આવ્યા જયાં રાજદુવાર; બજાર મધ્યે આવ્યા સહી, તેની શો
ભાનો પાર જ નહીં નેસ્તી ઘાંચી વણજારી સાર, કંદોઇ કંસા
રાની હાર; ઘાંચી મોચી પટવાળીઆ જેહ, સરાણીયા લુહાર

કાપડી તેહ. દોશીની દુકાન હારોહાર, નાણાવટી પણ અપરમ પાર; માળી ધોબી ઘાંચી સાર, સંઘાડીયા રંગારા અપાર. વેપારીઓ વેપારજ કરે, ગામમાં લોક ફરે ને હરે; પણ મુખે કોઇ નવ બોલે વાત, શમશાએ સહુ બતાવે હાથ. રાજા સરવેને પુછે જઇ. કોઇ મોંહાડે બોલે નહિ; જેને લેવાની ઇછા થાય, તે તેની દુકાને જાય. જે વસ્તુ જોઇતી હોય જેહ, સમશાએ બતાવે તેહ. હાથમાં નાંણુ આપે જાહરે. તે વસ્તુ તેને આપે તાહરે પણ મોહાડેથી બોલવાની નાય, ત્યારે રાજા જોઇ વીશમે થાય; તે બજારની ચરચા જોઇ, ત્યહાં પણ બોલતુ દીઠું નહિં. ત્યાંથી આઘા ચાલ્યા જાય, રાજ મેહેલ આવ્યો ત્યાંય. ત્યાંહાં છડીદાર ઉભા છે દ્વાર. જેસ્ટીકા ઝાલી કર મોગાર. રાજ કુંવરે જવા માંડયુ એટલે, જેષ્ટીકા આડી ધરી તેટલે; બેજણ ઉભા ચોકીદાર, તેણે અટકાવ્યો રાજકુંમાર. જેષ્ટીકા તેણે આડી ધરી, પણ મુખે નહી બોલ્યો તે ફરી, બેમાંથી એક ઉભો રહો, બીજો મેહેલમાંહે ગઓ. પાછો તે આવ્યો જાહરે, પેલી લાકડી લીધી તાહરે; બેજણ રાજ સભામાં ગઆ. જઇ કચેરીમાં ઉભા રહ્યા. ત્યાંહાં બેઠા છે પંડીત પ્રધાન. તે કચેરી સોભાયમાન. ગુણકા નરત કરે તે ઠાર, પણ મુખે નવ બોલે લગાર. હાવભાવ કરે અતી ઘણાં. હાથના ચાળામાં નહી મણા; પણ મુખે નવ બોલે કરે ને તાંન, સહુ જોયા કરે છે ગાંન. રાજા બેઠા સીંહાસન. અરધાંગે સ્ત્રી રૂપ રતન; પેલા બેજાણ દીઠા જાહરે, તે રાજા ઘશી ઉઠયો તાહરે. પ્રણામ કરી બેસાડયા પાસ. તેની ઘણી કરી આશવાશ, તમો રાજકુંવર આવ્યા છો સહી, અમારા ભાગ્યનો પારજ નહી, પછે શેવકને કરયો ફરમાસ, એની ચાકરી કરોની આજ. નારી અરધાંગે હતી જેહ, તેને આગના દીધી તેહ. તમો જાઓ ઘરમાં નાર. રસોઇ સામગ્રી કરો તઇયાર; તે રાજા વછર બે જોઇ રહ્યા પછે બોલ પોતે ત્યાં કહયા. પેલી નારી ઉઠી બેઠી થઇ, પણ મોહોડેથી કાંઇ બોલી નહી; ધરેલાં અંગે સોળ શણગાર, તે નારી રંભાનો અવતાર

## દોહરા

રાજકુંવર ત્યારે બોલીઓ, સાંભળરે રાજંન, આ ગામ બધુ નીરખીયુ, વિપરીત દીઠુ કારણ. મુખે કોઇ બોલતુ નથીઃ પસુ

પંખી કે માનવ જન્ત. સભા બધી જોઇ સહી, પણ કેઇ ન ની બોલતુ વચન. એક બોલતા દીઠા તમોને, સાંભળો એ ગોટે સદેહ; આ મોહોડે કોઇ બોલતુ નથી, શું કારણ છે તેહ. ત્યારે રાજા કહે તમે સાંભળો, પછી મનાવશું મન. સઘે મનનો ભાગ શું પછી, તમો પ્રથમ કરો ભોજન. વાલણ બોલાવ્યો તે સમે, વ પન કરાવ્યુ રાજંન; તેલ મોગરેલ સુગંધી અતી ઘણી કરાવ્યુ મરજંન. ઉશણોદક અસ્નાન કરી કરવા બેઠા ભોજન. ત્રણે જણ સાથે રહી, પીરસે પેલી નાર. તે અસાર પુછે સહી, જે જોઇએ તે સાર. મન ગમતુ માગી લીએ, પણ મુખે બોલે નહી નાર. તે ભોજંન કીધાં ભાવતાં, દીઠા ત્રણે સાથ; મુખવાસ લ વીંગને એલચી, બીડાં આપ્યાં હાથ. પછે વાત ગોષ્ટ માંડી સહી બોલે ત્યાંહ રાજાય, પ્રથમ તમારી કહો સહી, અથઇતી વારતાએ તમો કયાંથી આવ્યાને કયાં જશો; તમે કયાંહાં તણા રેહનાર, નામ ઠામ અમને કોહો તમો, કોણ તણા કુમાર. ત્યારે રાજકુ વર ત્યાં બોલીઓ સાંભળરે નરેશ.અમો ચીત્રસેન રાજાના તન કસુંબા નગરી દેશ. આ વજીર સુત કેહેવાય સહી, માહારે છે મીત્રાચાર. અમો બેજણ અશ્વે બેસી કરી, રમવા ચાલ્યા શી કાર. ગે રણ મારા હાથમાં મારતો પસુને ધરી રીસ; ત્યાં ત પશી એક તપ કરે, જઇ વાગી તેને શીશ. રૂધીર ધાર તને વ હી, કરવા માંડ્યુ રૂદંન; અમો સમીપે જઇ પુછીઓ કરગરી પુ છ્યું અમો વચન. તે કહે જોર એવડું ધરો, તો જાઓ કપુર સભાવતી ગામ; તેની પુત્રી પરણો જઇ, જેનુ કસ્તુરાવતી છે ના મ, વચન તેનુ સાંભળી અમને લાગી હોડ; ત્યાંથી અમો બે ચાલીઆ, ખુંદતા આવ્યા પાહાડ. અમો દુઃખ ઘણુ વેઠ્યુ સ હી, આવી સુતા અઘોર વંન; નીંદ્રાકીધી બેહુ જણે, ત્યાં થયુ અમોને સ્વપન. ત્રણ પુરૂષ કો આવીઆ, સુરવાર તે ઠા મ. આજથી ચોથે દહાડલે, આવશો આશાવરી ગામ. ત્યાં કામ તમારૂ થશે. જડશે તમને ભાળ. એમ કહી પાછા વળ્યા, એવે થઇ ગયો પ્રાતુસકાળ. ત્યાંથી અમો ચાલ્યા સહી, તેને દહાડા થયા છે ચાર, ત્યાંથી અમો આવ્યા સહી, તમ નગરીને દ્વાર. પણ સંઘે મનનો ગટાડીએ, કો બોલતું નથી કેમ; [illegible] જ કરે સહુ, કેઇ મુખે નવ બોલે વચંન. હાશે ચાલે લીધ [illegible]

સહી,કોઇ મુખ નવ બોલે વચન; એક તમો મુખ બોલો સહી એ ભ્રાંત પડે છે મંન. ત્યારે તે નર બોલીઓ, હવે કહું અમારૂ વરતાંત; સુખ દુઃખને હાણ વધ, તે ભાગુ તમારી ભ્રાંત. ૨૩

**ચોપાઈ.**

હમો સોરઠ દેશના રેહેતાર, હમે જાત તણા સુતાર. અમો બે ભાઇની જોડી સહી, અમારા પ્રાક્રમનો પારજ નહી, દેવધર છે અમારૂ નામ, બીજો પ્રાણધર અભીધાન; તે મોટો હું ન્હાંનો સહી, મારે દુઃખનો પારજ નહિ, અમે ગામને સુરસેન રાજન, અમો જાતે હતા નીરધન; અમો બે ભાઇએ વીચારીપેર દ્રવ્ય કેમ આવે આપણે ઘેર. અમમાં કીસબ છે અપરમ પાર બે ભાઇએ કરયો વીચાર; કાષ્ટતણો એક હંસજ કરયો, તેમાં દારી સચારો ભરયો. તેમાં કળાશી કીધી પ્રકાશ, તે ઉડીસચહડી આકાશ. ઉતરે ત્યાંહાં રાજ કુમાર, ભંડાર ખજાનો ઓરડા ભરયા છે જ્યાંહાં, તાલાં કુલફ બહુ રહે છે ત્યાંય, વળી ચોકીદાર કેઇ ચોકી કરે; પોહોરાગી ત્યાં પોરા ભરે ત્યાં રાતે હંસ જાય જાહરે. તાલા કુલફ નજરમાં રેહે તાહરે, તરત ઉઘડી જાય તે વાર; હંસ પેસે ઓરડા મોજાર, પાંખ સોનાની પોહોળી કર. હંસ પોહોળો થઇને પાંખજ ભરે પેલી દોરી ભારે થાય જાહરે. માહારો ભાઇ તરત જાણે તાહરે, પાછા આવે પોતીકે ગામ. દ્રવ્ય ઠાલો કરે તે ઠામ. તરત દોરી ખેંચે ઉલ્લાસ; હંસ ત્યાંથી ઉડે આકાશ, એમ હરનીશ કરે વેહેવાર. દ્રવ્ય હરયો તેણે અપરમપાર, એમ કરતાં વરસ ગયાં ચાર, તોએ કેઇ નવ જાણે પાર, તે ભંડાર સરવે ખાલી કરયો. દ્રવ્ય લેઇને ઘર માંહે ભરયો, એક દીવસ શું કઉતીક થયું; તમ આગળ તે સાચુ કહ્યું, તે ભંડારીએ કરયો પોકાર. દ્રવ્ય ખજાનો નથી લગાર. ત્યારે રાજાને ચીંતા થઇ, ચોકીવાળા તેડાવ્યા તહી, તમારી ચોકીમાંથી દ્રવ્યજ જાય. તે ચોરને કરો પેદાએ, નહી તો તમને હવે મારૂ સહી, મારયા વિના મુકુ નહી તે જાગતા રહ્યા ત્યાં રાત. તે નર જાણે માહારો ભ્રાત ત્યારે હંસ મોકલો તે ઠામ; ચોકી વાળે શુ કીધું કામ, હંસ આવ આવતો પેઠો જાહરે. ચોકીવાળે જાણ્યુ તાહરે, હંસ પેઠો જ્યારે ભંડાર. દ્રવ્ય ભરયો તેણે અપરમપાર, પાછો નીકળે જાહરે બાહાર

ઉડવાને કરયો વીચાર, એવો તેણે ઝાલ્યો સહી; એટલે દોરી તુટી ગઇ, ખાલી દોરી આવી હાથ. ત્યારે તો ચમકી ઉઠયો ભ્રાત. તેણે વીચારી એવી પેર, જે હંસ રહ્યા રાજાને ઘેર. એ રાજા મુને ઓળખશે સહી. ૧૭

## દોહરો.

હંસ એ કાષ્ટ તણો એનો માણસ ઘડનાર, નીસચ્ચ મોત આવ્યુ સહી, એમ કીધો મન વિચાર. એ મારયા વિના મુકે નહી. લુટી લે ઘરબાર. હવે મુકે નહી જીવતો સુણીએ દે નીરધાર એવું મન વીચારીયું, તે માંડી કહી વાત; આપણે અહીંથી નાશીએ; નહીતર રાજા કરશે ઘાત, ચોરી જણાઇ આપણી, માટે ચેતો તરત; નાશો હવે અહીંયાં થકી; નહીતર માથે આવ્યું મરત. વીમાન બે ઘડયાં ત્યાં હતાં, કાષ્ટ તણાં નીરધાર; તેમાં દોરી સંચારો અતી ઘણો; તે ઉડતાં ચાલે આકાશ, એક સાતસો જોજન જાએ સહી; બીજુ ચારસે જોજન સાર; ધન માલ તેમાં લેઇ કરી, બે ભાઇ થયા અસવાર, તે રાતો રાત અમો ચાલીઆ, અંત્રીક્ષ ગગન મોઝાર. માગે પ્રાણ ઘર આગળ ચાલીયો, હું રહ્યો પછવાડે છેક; પછી ખબર અંતર એની નથી, હું રહ્યો એકાએક. ચારસો જોજન અહીંઆં આવીઓ સુતો વડ એક ઠામ; રાતે નીંદ્રા કીધી ઘણી, પછી શું થયું ત્યાંહાં કામ. સ્વપ્નું આવ્યું ત્યાં મુને, દીઠા પુરૂષ જણ ત્રણ; તમને એણે જેમ કહ્યું હતુ તેમ મને કહ્યું વચન. કહ્યું આજથી ચોથે દાહાડે, આવશે સુંદર ઠામ; તે નગ્ર બધું દહુટ થયું, એક દઇત્યે કરયું તે કામ. માણસ સર્વે ખાઇ ગયા, પણ માણસ ન મળે કેઇ; ઠામ મુકી નાશી ગયા, જોવા રહયું નહી કોઇ. ભરૂ ભાદરૂં સેહેર છે, પણ માણસ મળે નહી કોય; ત્યાં રાજ મેહેલ ખાલી રહ્યા, કરતુત દઇતનાં હોય.

## ચોપાઇ

એમ કહીને પુરૂષ ગયા. એટલે અમો જાગતા થયા; પ્રાતુ કાળ થયો જાહરે, અમો ત્યાંથી ચાલ્યા તાહરે. ત્રણ દાહાડા અમો ચાલ્યા જાહરે, આ નગર અમો દીઠું તાહરે; નગરનાં ઉઘાડાં દ્વાર. નહી મળે કોઇ ચોકીદાર. ગામમાં પેઠા જાહરે, કોઇ લોક ન મળે તાહરે; બધી દુકાનો ઉઘાડી સહી, માલ ભ

રયો તેની સંખ્યા નહીં. પણ ન મળે ત્યાં ચોકી કોય, એવું દ
ખી મન અચરત હોય; નાણાવટી ની દાકાનો જોઇ, ઉઘાડી પ
ડી છે તહીં. બારણે રૂપીયાના ઢગલા ઘણા, ઝવેર જડીયા ચો
કરી ઘાણાં; સંઘળાને માલ પડયો છે બાહાર, ન મળે કોઇ રખ
વાળ. એમ સઘળું જોયું છે ગામ, પછે આવ્યો હું આણે ઠા
મ; રાજ મેહેલ મે જોયો સહી, પણ કોઇ માણસને દીઠુ નહીં.
ખજાનો ઉઘાડો સાર, તેમાં દ્રવ્ય ભરયો અપરમ પાર; હું
આપે એકલો જાત, ત્યાર પછે કહુ એક વાત. સુનું શેહેર એવુ
દેખાય, જાણે કોઇ આવે ને હમણાં ખાય; થર થર કાંપે મારૂ
શરીર, પણ મે મનમાં ઘણી એક રાખી ધીર. પછી મે મનમાં
કરયો વીચાર, હું એકલો શું કરૂ આ ઠાર; પણ મારી પાસે વિ
દ્યા છે ઘણી, વીશ્વ કરમ ના પ્રાક્રમ તણી. તે વીચાર મનમાં
કરયો સહી, પછી મેએ શું કીધુ અહીં; પછી કાષ્ટ તણાં પુતળાં
બહુ કરયા, તેમાં દોરી સંચારા ભરયા. કુતરાં બીલાડા ઊંદર
સહી, તે પણ કાષ્ટ ઘડેલાં અહીં; કાગડા કાબેર ચકલી સાર,
તે પણ કાષ્ટ નાં ઘડયાં આ વાર. માંખી કીડી સરપ મંઝાર, તે
પણ કાષ્ટના ઘડનાર; હંસ મોર ચકોર છે સરી, જડ છે એમાં
કાંઇ ચેતન નહી; અસ્વ ગજ રથ બલદીઆ જોડા જોડ, તેમાં
પણ એ મોટી ખોડ; આ સભા મારી બેઠી સહી, કાષ્ઠ પુતળાં
ઘડેલાં અહી. ગુણકા નરત કરે છે સાચ, તે પણ કાષ્ટ તણી છે
સાચ; અરધાંગે મુજ રાણી સહી, જેણે રસોઇ કરી જમાડયા
અહીં. એ પણ કાષ્ટની પુતળી સાર, એ પણ સાચી નહી લગા
ર; સાચામાં બેઠાછીયે એક અમો, એટલે બે જણ આવ્યા ત
મો. મુજ એકલાને ગમે કેમ આ ઠામ. માટે અમોએ કરૂં આ
કામ; આ સઘળા કામ ફરમાવ્યું કરે, ગામ મધે ફરે ને હરે. પ
ણ મુખે કોઇ બોલે નહી વાણ, જીવ નથી પણ જડ છે જાણ
મન રમાડો કરીને રહુ, દુઃખ સુખ કોની આગળ કહુ. આજ
હમારો આતમા ઠરયો, સફળ જન્મ અમારો કરયો; તમો બે
જણને દીઠા જાહરે, આજ ઘણા ખુશી થયા તાહરે. આજ ચારે
વરસે ભાગી ભુખ, જારે દીઠું તમારૂ મુખ; તમ ઉપર બહુ ઉપ
ને વાહાલ, આજ મુખે બોલાઓ ફાલ. હવે ખાઓ પીયો ને સુખે
રહો, કામ કાજ હોય તે મુજને કહો; હવે જાનુ જો કરશો ત

મો, તો તો માહા દુઃખ પામીશું અમો. તમો બેશો રાજ આ સંન, અમો ચાકરી કરીશું રાજન; આ સરવે તમારો માલ, અમો તો છીયે રખવાળ; પણ એક દુઃખ મારા મનમાં ઘણું, વિજોગ ભોગવું બાંધવ તણું; આગળ ચાલી ગયો એહ, ફરી મુને મળ્યો નહી તેહ. ૨૨

## દોહેરા

આ નગરમાં હું એકલો, બીજુ નથી અહીયાં કોય; તમો બે જણ આવી મળ્યાં, હવે માહાસુખ મુજને હોય. ત્યારે રાજ કુમાર વળતી વદે, અમથી કેમ રેહેવાય; અમારે કસ્તુરાવતી જેવી સહી, એ વીના દેહ નવ ધરાય. મને ખાવુ પીવુ ગમે નહી, ન ગમે કરવી વાત; જો કસ્તુરાવતી મળે નહી, તો દેહની કરવી ઘાત. પણ ધન્ય ધન્ય તારી બુદ્ધિને, ધન્ય ધન્ય તારો અવતાર; કાષ્ટ પુતળાં ઘડયાં સહી, કરતુક કીધુ કીરતાર. આ પ્રાક્રમતે થોડુ કરયું, કેહેતાં ન આવે પાર, આ નવી શ્રષ્ટી કીધી સહી, ધન્ય ધન્ય તુજ અવતાર. હાલે ચાલે કામજ કરે, પેહેરે ઓઢે સાથ; ખાએ નહી બોલે નહી, તેતો દોરી પ્રભુને હાથ. તારી વિદ્યામાં બાકી નહી, અમો જોઇ થયા પરસન; શું ધીરજ રાખીને રહયો, તારી બુદ્ધિ ધન્ય ધન્ય.

## છપો

મરતુ લોકના જન, ધન્ય ધન્ય તારી બુદ્ધિ; મરતુ લોકના જન, સઘળે તાહરી સુધી. મરતુ લોકના જન, પ્રાક્રમ બ્રહ્મના જેવું; તું ઘડે ઘાટ અપાર જયાં જોઇયે ત્યાં તેવું. તુજ ચતુરાઇમાં ખામી નહી, એ હાલે ચાલે ઘણુ અહીં; ધન્ય ધન્ય તારો અવતાર, એક ચઇતન્ય તેમાં છે નહી. કાળા માથાના જન, વાઘને કરતા; કાળા માથાના જન, સમુદ્રમાં તે તરતા. કાળા માથાના જન, જળમાં દીવો બાળે; કાળા માથાના જન, વસે સ્વર્ગે પાતાળે; કાળા માથાના જન જે, પર કાયા પર જઇ ઠરે. કામણ મોહનને વશીકરણ, તેતો વળતી નીત્ય કરે.

## ચોપાઇ.

રાજા કેહે સાભળ સુતાર, તારૂ પ્રાક્રમ અપરમ પાર; માટે હવે આગના દીજીએ, અમે અમારો પંથ લીજીએ, કસ્તુરાવતી જો મળશે નાર, તો આવીશું પાછા આ ઠાર; નહી જડે અમ

ને તે જાણ, તો હમે હવે કાહાડીશું પ્રાણ. એમ કહીને છાના રહ્યા, તારે બોલ્યા દેવધરે કહ્યા; ચીંતા શાને કરોછો તમો, એની ભાલ કાહાડીશું અમો. કરપુરા શેહેર નગરી કેહેવાયે, તે ચાર સેં જોજન અહીથી થાય; પણ વચે દરીયા મોટો સહી, કોઇથી જઇ શકાએ નહીં. તે નગરી છે દરીયા પાર, તમો કેમ જઈ શકો તેણે ઠાર; તમો ઘોડો રેહેવાદો આણે ઠામ, માટે એક કરોની કામ. જે વીમાન અમ પાસે છે ઠાર, ચારસેં જોજનનું છે જનાર; એ ઉપર સ્વારજ થાઓ, ને સુખે દરીયાની પારજ જાઓ. તારે હરખ્યો તે રાજન, આરતપુરી પડી અમારે મન; તમ પરતાપે મળશે નાર, પાછા આવશું આણે ઠાર. અશ્વ મુક્યા તેણે ઠાર, બે જણ જઇને બેઠાં વીમાન; દોરી સંચા જોયા ઠાર, ઉડયું વીમાન તે દરીયા પાર; ચારસેં જોજન આવ્યા જેટલે, વીમાન હેઠું ઉતરયું તેટલે; ત્યાં વસ્તી દીઠી છે ઘણી, શોભા રૂડી નગરજ તણી. કનક કોટ ચલકારા કરે, હિરા રતન જડયાં કાંગરે; દરવાજા છે સુદર સાર, ભાનુમય સોભે ઝળકાર. દરવાન દીવાન ઉભા બારણે, તે ચોકી તણે કારણે; તેને પુછ્યુ જઇને ઠામ, કોહો ભાઇ આ નગરનું શું નામ; તે ચોકીદાર બોલ્યો કરી પ્રણામ, કપુર સભાવતી નગરનુ નામ; કપુરશેન આ રાજન દરદ કોઇને નહી મન. એવું સાંભળી બેજણ રહ્યાં પછે નગર મધે ગયા; બને જણે વીચારી પેર, ઉતરયા જઇ માહાણ ને ઘેર.

## દોહરા.

એ માહ્મણ ઘેર રહ્યા સહી, બે જણાં બાવનવીર; નગર ચરચા જુવે સહી, મનમાં રાખી ધીર. દીવસ આઠસે જે ગયા, માહ્મણ પુછી પેર; સુખ દુઃખ કેવું સેહેરમાં, રાખે મેહેરકે કેર. શું નામ છે રાજા તણું, પ્રધાન કેવો કેહેવાય; શી પેર પ્રજા પાળે સહી, કેવા ચુકાવે ન્યાય. માળગુ કહે તમે સાંભળો, અમારા દેશની વાત; સુખ સ્વર્ગ ના જેટલું, ખોટી નવ કહુ જાત. એ કપુરસેન રાજા સહી ત્રૈલોચન પ્રધાન; પુર પ્રજા પાળે સહી, દઇને ઝાઝાં માન. ચોર લંપટ ચાડી નહી, અદેખાઇ નહી દેહ. પરમારથ ઉપર પ્રીતી ઘણી, સહુ ને મન સ્નેહ; વળી પુત્રી એક પરીવારમાં, સુંદર ચતુર શું જાણ; આ જીભે વખાણ શું કરૂ, જેનું પેટજ પોઇઅણ પાણ. તે સમોવડ નહી કો સું

દરી, અવનીતલ મોઝાર; તે બ્રહ્માએ નીરખી નથી સ્વહસ્તે કીરતાર. મુખ જોતાં દુઃખ રહે નહી, ચંચળ ચીત નવ રહે ઠામ. જેનાં નેત્ર બાણ ચડી રહે, જેનું કસ્તુરાવતી છે નામ. ભરજોબન વરસ તેરની, સ્વહસ્તે ઘડી કીરતાર; અથ ઇતી ત મને કહું, આ નગરી નો સાર. ૧૭

## ચોપાઈ

એવી વાત કહી જાહરે, રાજ કુંવર બોલ્યો તાહરે; પરણી કે કુંવારી સહી, તેનું કારણ કોહોને અહી. ત્યારે બોલી માલણ વાણ, હજુ કુંવારી છે તે જાણ; એ કન્યાની મોટી ખોડ, તેવી કયાંથી મળશે જોડ. એના પીતાએ પરણાવા કહ્યુ, ત્યારે એણે તેવું કહયું મારે મન છે અદકું ગ્યાન, મારે મન છે પુરવનું ભાન. પુરવ જનમનો કંથ મળશે જારે, અમો તેને પરણીશું તારે; જો પરાણે પરણાવશો રાજન, તે તતક્ષણ છાંડુ મારૂં તન. તે માટે કુંવારી એહ, સઉ ને પરણ્યાની ના કહે; માગાં આવે છે અપરમ પાર, સહુ ને રાજા કરે છે નકાર. એવી વાત કરી જાયરે, રાજ કુંવર કહેછે તાયરે; એનો કોઇ જાણે છે પાર, જે પુરવે કોણ હતી તે નાર. ત્યારે માલણ કેહેછે વાણ, સાંભળ રાજા ચતુર સુજાણ; કસ્તુરાયતી નામની વાત, તે એક જાણુ મારી જાત. તેને મારે અદકો સ્નેહ, જીવ એકને જુજવો દેહ; સુંદર મેહેલ કુંવરીનો સાર, દાહાડે રાત દાશી રખવાળ. માયરે રોજ જવું પડે છે તહા, ફુલની ચોળી ગુથી ને ત્યાંય; એક દીવસ શો થયો બનાવ, એક વાત કરવાનો આવ્યો દાવ. ફુલ આપવા ગઇ જ્યારે, મુને હુકમ કરયો ત્યારે; મુને કેહે કાંઇ વાતજ કરો; ફુલ મારા માથામા ભરે, સખી દાશી પાસે કોઇ હતી નહી, ત્યારે મેં એવી વાણી કહી; તમારી જુવાની વીતીને જાય, કેમ પરણ્યાની કોહો નાય. ત્યારે તેણે મુંને કવયુ એમ, તું પરણ્યાનું નામ દે સ કેમ; પુરવ જનમનો સ્વાંમી મળશે જયારે, અમો પરણીશું ત્યારે. મેં કહયું બેન તમો સાચું કહો. પુરવે તે તમે કયાં રહો; તમને તેનું કયાંથી ગ્નાન, તે વાત કોહો નીદાન, ત્યારે કસ્તુરાવતી બોલી વચન, આજ તારૂં મનાવું મન; હું કોઇ આગળ કહુ નહી વાત, તે આજ બોલું તારી સાથ. રખે કોઇ આગળ કેહેતી જઇ, પુ

છી વાત માંડીને કહી; માન શરોવર છે જ્યાં સહી, હંશણી અવતાર હું ત્યાં તહી, હંશ હતો મારો ભરથાર, મહોમાંહે પ્રીત અપાર; જલમીનને જેમ પ્રીતજ જડી, જુદાં રહે નહી એકે ઘડી. એમ કરતાં મને થયો એક તંન, હરખ્યાં નર નારીનાં મન; એમ કરતાં પુત્ર મોટો થઓ, અમારો હરખ નવ જાય કહ્યો. હું લાડ લડાવું અપરમ પાર, તનમન જાણું છું સર્વે કુમાર; શીવ દેવળ હતું જાંહે, હમો નર નારી રેહતાં ત્યાંહે. આવ્યો વાયુ વસેમો સહી. વ્રક્ષી કેરો પાગજ નહીં; જગ પુરાણુ ભરાંણું ત્યાંય, તેમાં મારા સરખા દુઃખીયાં થાય. ૧૦

## દોહરો.

પુત્ર મુજ પડયો સહી, હંશ ગઓ તો બાહાર; પુત્ર પડયો તે જગ વીષે, ગઓ ત્યાંતો નીરધાર. પુત્ર જતા દીઠો જાહરે, મેં માંડયું કલપાંત; તે ફરી પુત્ર દીઠો નહી, આવી ગયો ત્યાં અંત. મેં રૂદન કીધું ત્યારે ફરી, પુત્ર પુત્ર કરી પેકાર; એટલે હંશ ત્યાં આવીયો, કેમ રૂદન કરે તું આજ. મેં વરતાંત માંડી કહ્યું, જે ગઓ લાડકવાયો તંન; એવું સાંભળી હંશ કળકળ્યાં, કરવા માંડયું રૂદન, હાએ હાએ કરે ઘણું કુટે મથુ તે વાર; પછે ધીરજ કરીને રહયો. મને ધીરજ નહી લગાર. હું લટ ત્રાડું માથા તણી, કુટું હઇડુંને છીશ; ત્યારે હંસે મને બહું મીઠી. કરી મારા ઉપર રીશ. હવે દુઃખ ધરે કેમ ગોરડી, એ મુવો જીવે નહી કોય; દઇવ ગત છે અટપટી હોનાર હોય તે હોય: માટે છાંની રેહે તું કામની, રૂદન કરે શુ થાય; જે જાસુ તે સરવે જશે, મોડું વેહલું નીરધાર, વળી તુને હું જીવતા સહી તો પુત્ર થાશે ઉતપન; માટે છાની રહે તું કામની; શાંને કરે રૂદન. પછી રડતી રહી હું તે સમે, પણ મનમાં ધરયો વઇરાગ; સંસાર સુખ છોડયું સહી, જાણુ લાગી આગ. એમ થોડા દીવશ ગયા જાહરે, ત્યારે હંશ બોલ્યો વચન; સાંભળ નારી સલક્ષણી, આજ મુંજને એવું મન. સંજોગ કરીએ આપણે, તું નારી મનુષ્ય [illegible]; [illegible] પ [illegible] કી [illegible]

[illegible]

## ચોપાઈ.

ક્રોધ ચઢયો મુજને અપાર, હંસ મેં એ તુજને કરયો તીર
સ્કારા માહરે સંસાર શું સંબંધ નહીં, તારે ભોગની ઇછા થઇ.
કેમ સાંભરે નહીં તુજને તન, એવું કઠણ થયું કેમ મન; પુરૂ
પ જાત કઠણ નીરવાણ હવે તજુ હું મારા પ્રાણ. સાંભળ હં
શ તું મારી વાત, હવે કરૂં હું દેહની ઘાત; હું મરૂં જઇ આ
પો આપ. તે હંશ શીર તારે પાપ. દવ બળતો તો તેણુ ઠામ,
ત્યાંહાં ઝંપલાવું અગની મોઝાર; એ વાત માહારી કહી ખરી,
આ રાજ્ય કંન્યા થઇને અવતરી, તે હંશ પાછો મળે જાહરે,
તેને અમો પુછીશું તાહરે; તેની માહારી જો મળશે વાત, ત્યા
રે પરણશું તેની સાથ. એવી વાત મુજને ત્યાંહાં કહી, શીખા
મણ મુને દીધી તહીં; એ વાત રખે કો આગળ કરો, સુખે ત
મારે મંદીર પરવરો. એ છાની વાત તમ આગળ કહી, રખે ત
મો કોઇને કેહેતા સહી; તે માટે હજી કુંવારી કન્યાય, તે માટે
પરણ્યાની કેહે છે નાય. કંઇ આવો ગયા રાજાના તન, તે જુ
ઠુ બોલતા વચન; અમો પુરવની જાણું વાત, પરણાવો અ
મારી સાથ વાત કરે ને જુઠા પડે; તેના ઘાટ તે રાજા કરે;
માન ભંગ થઇ પાછા જાય, એમ ઇક આવી ગયા રાજાય, એ
મ કહીને છાની રહી, ફરી નીશાં રાજાની થઇ; એમ કહીને ઠે
કાણે ગયા. કહો વજીર હવે સાચી વાત, એ નારી કેમ આવે હાથ;
તેનો કાંઇ કરીએ પ્રપંચ, જેન ન આવે ઉની અંચ. તે ગુણ
સ્વભાવ ગુણનો ભંડાર, લક્ષણ પુરણ વીસને બાર; રાજા છે પ
ણ ચતુર સુજાણ, બંને પુરણ છે ગુણવાન. બેઉએ વીચાર કી
ધો તહીં, પરપંચ વિના કંઇ મળસે નહી; રાજાને બીજો વજી
ર. તે બેહુ જણ થયા ફકીર. હંશા એમ પોકારજ કરે, તે ગામ
મધ્યે બે જણા ફરે; ભગવાં લુગડાં અંગે ધરયાં, શોલી શીંગા
માંહે ભરયાં. રાજા ઊંચી રાખે દ્રષ્ટ. ઘણું મનમાં પામ્યો કષ્ટ;
હાથ પસારી કરે પોકાર, હંશાઓ હંશા એમ કરે વારંવાર. તે
વજીર સુતતે સાથે ફરે, રાજા તે પોકારજ કરે; ગલી કુંચી સઘળે
ફરે, હંશા હંશા વાણી ઓચરે. ૧૯

## દોહરા.

ગલી કુંચી સઘળે ફરે, ચોટા શેરી બજાર; મેહેલે મેહેલે ફ

ભો રહે, તે મુખે કરે પોકાર. લોક તેને જોવા મળે, નાનું મોટું સર્વ; સરવે રૂપ જોઇ ફકીર તણુ, સરવે મુકે છે ગરવ. કેશ છુટા મુકયા સહી, ત્રીભુતી લગાડી સરવ અગ; ભગવા કછોટા વાળી આ, તેથી શોભે સુદર રંગ. નેત્રે જળ ભરી કરી, કેહે એમ વારંમવાર; ઓ હંશા એમ કહે સહી, બીજો નહી વીચાર. લો કહે ફકીરને, જે જોઇએ તે લ્યો; માગો મોહો સામુ જોઇ, કારણ મનનું કોહો. ત્યારે હંસા એમ કહે કાંય, કોઇ બોલાવે ત્યરે એમ કેહે, બીજું ન કહે કાં; કોઇ બોલાવે ત્યારે એમ કહે, પણ ઓડે નહી કાંઈ હાથ. એમ રોજ દીન કરતા સહી, સાંજે આવે માલણને ત્યાંય; એમ દાહાડા ઘણાક વહી ગયા, તવ જાણતી માલણ થાય. એમ ફરતા ફરતા પરવરયા. જ્યાંહાં છે રાજદ્વાર; ઓ હંશા એમ કેહે સહી, તે ને જુવે લોક અપાર. એમ ફરતા ફરતા આવીયા જ્યાંહાં પુ ત્રીનો મેહેલ; ત્યાં મેલ તળે ઉભા સહી ત્યાં નાંખે એમજ ટે લ. હંશા હંશા એમજ કહું, નેત્ર ભરીને નીર; ઊંચી દ્રષ્ટે કરી, એમ કેહેતો ફરે ફકીર. તે કુંવરી બેઠી છે બારીએ, ચક નાખી તે વાર; દીઠો પેલા ફકીરને, કેહેવા લાગી નાર. સખી બોલાવી તે સમે, કેહેવા લાગી વચન; આ ફકીર બે કોઇ કારમા. શુ કેહેતા હશે મંન, પુછો જઇ ફકીરને, શું છે તમ કારણ; આ પણે જે જોઇએ તે આપીએ, મનાવીએ એનું મંન. ત્યારે દાશી આવી બારણે, બોલી મુખથી વાત; તે ફકીરને બોલાવી યા, પુછે જોડી બે હાથ. તમ રે શું જોઇએ તે કેહો, શું છે તમારે કષ્ટ; સાચું કોહો સલક્ષણા, એમ દાશી બોલી સ્પષ્ટ. ત્યારે રાજકુંવ ર બોલીઓ, ઓ હંસા રે વચન; બીજુ કાંઇ બોલે નહી, દાશી વીસમે પામી મંન. નારી આવી માળીએ, કેહે કુંવરીને પેર; એ બીજું વચંન બોલે નહી, તો શું સમજીએ મરમ; જોઇતું કાંઇ માગતો નથી, એ ધારી બેઠો ધરમ.

## ચોપાઇ

ત્યારે રાજકુંવરી બોલી વાણ, સાંભળ દાશી ચતુર સુજાણ; તે ફકીરને બોલાવો તમો. એ ભેદ તેનો કાંઇ પુછીશું અમો. દાશી હુશીમશી હેઠી ગઇ, જઇ ફકીરને વાણી કહી; તમોને તેડે રા જ કન્યાય, કૃપા કરીને આવો તાંહાંય. તે ફકીર એવું સાંભ

ણી, મન તણી પોતી છે રળી; ફકીર ત્યાંથી ઘરમાં ગયા, તે
દાશીને સાથે થયા. બેસાડયા કનક આસન, દીઠા બેહુ તે રૂ
પં રતનઃ મનમાં પોતે સમજી નાર, અંદેસો પછે કરે વિચાર
ન હોય એ ફકીર સ્વરૂપ, નીશ્ચે છે કોઇ પ્રથીના ભુપ; ચક
નાંખીને બેડી નાર, દાશી સાથે કરાવ્યો વીચાર. કહો ફકીર
શુ માગો તમો, જે જોઇએ તે આપીએ અમો; ખાન પાનને ધ
નને ધાન, જે જોઇએ તે સાચી કોહો વાણ. ત્યારે હુંશા કરયો
પોકાર, બીજો નથી તેનો વીચાર; ત્યારે નારી મનમાં અચ
રત થઇ, એ પુરણ દુઃખ ભરેલો સહી. સાથે બીજો ફકીર છે જે
હ, જોયા કરે છે દ્રષ્ટે તેહ, તેને નથી બીજો વીચાર, તેને જો
ઇને પુછયુ નાર. કહો આ શુ બોલે છે વચન, તેનુ શુ ને કો
હો કારણ; શું મુખે એ કહે છે તેહ અમો સમજતા નથી કાં
ઇ એહ. અમોએ એવુ પુછયુ જાહુરે એ હુશા એમ કેહે તારૂ
રે: શુ જોઇએ છે એને સહી કહ્યા વિના કોઇ જાણે નહી. અમો
તો સમજીએ નહી નામ, માટે તમો સાચુ કોહો આ ઠામ.
ત્યારે વજીર બોલ્યો બોલ; તેનું તો ભારે છે તોલઃ એની પુર
વ જનમની અક્રી છે જેહ, હુંશા કરી સંભળાવે તેહ, ત્યારે
દાશી કહે કાંઇ એક મરમ; અથઇતી સંભળાવો કરણ. ૧૨

## દોહરા.

તારે વજીર એમ બોલીઓ, સાંભળ નારી વચન; કોશંબા
નગરી સહી, રાજા ચીત્રસેન અભિધાન. તેના તન એ છે સહી,
એનુ બગસરાય છે નામ; અમો વજીરના પણ કુંવર સહી, સુ
ગુણ સ્વભાવ અભિરામ. સ્નેહ મારે નાનપણ થકી, એક એક
નાં એકઠાં મનઃ ખાવુ પીવુ ખેલવું, કરવુ તે એકઠાં સેન. ગુ
ણી પુરૂષ છે એ શહી, એમાં છે બત્રીસ લક્ષણ; કોહો તો વી
વા કીજીએ, એના તાતે કહ્યુ વચન. માંગાં આવે છે સહુ દેશનાં
જ્યાં મન માને ત્યાંઃ મોટો કુંવર જોઇ કરી, પરણાવું કંન્યાય,
તારે રાજકુંવરે એમ કહયુ, મુંજને છે અદકુ જ્ઞાન; પુરવ જન
મની મારી સહી, તો લેઉ કન્યાદાન તેહ વીના પરણું ન
હી, [illegible]

દેશ દેશને ગામ ગામ, જોયા ખડવડ ઘાટ; તે ધ્યાન એને લાગ્યું સહી, ને લાગ્યું એને હોડ. એની તારી મળશે જ્યાહરે, તે શું કરશે વાત; નહીતર એ બોલશે નહી, દેહનો કરશે ઘાત.

## ચોપાઈ

ત્યારે રાજ પુત્રી બોલી વચન, કો એના પુરવ જનમનું કરણ, ત્યારે વજીર બોલેછે વચન, કો એના પુરવ જનમમાં તરે. નારી કોણ હતી ખરે. કેમ સંદેહ ભાગું એ મન; તમો રાજ કુંવરી છો સઈ, માટે તમ આગળ કેહેવાએ નહી. તમ આગળ સાચું કહીએ જ્યારે, કદાચને તમો એમ કોહો ત્યારે; નિશ્ચે હું પુરવ જનમની તાર, મારો નિશ્ચે એ ભરથાર તા રે એનું ભાગે વરત, તે વેળાએ પામે મરત; માટે તમ આગળ કેમ કેહેવાએ, એવું કહીને રહ્યો છાનાએ. ત્યારે રાજ કુંવરીએ ખાધા સમ, જુઠું અમો કેમ બોલુ મન; ત્યારે વજીર કહે શું સગાંજો તમો, એવાં પારખાં જોયાં ઘણાં અમો. એમ કહીના રી પરાણવા કાજ, જુઠું બોલતાં નવ આણે લાજ; માટે તમને કહુ છું અમો, એ વાતની રીશ માં કરશો તમો. ત્યારે નારી બોલી ફરી, મુને વાત કહો વીસ્તારી કરી; એમાં રીસ મુજને નહી ચઢે, સાચું કેહો કોણુજ વડે. ત્યારે વજીર બોલ્યો વચન, કહુ તમને પુરવ જનમનું કરણ; માન સરોવર પાસે વન સાર, ત્યાં હતો હંસનો અવતાર. એની નારી હંસની સહી, એનો જી વ એકનો જુદો નહી; ઘણી પ્રીત તેહને અપરમ પાર, એ વે એક થયો કુમાર. લાડકવાયો ઘણો તે બાળ, મા બાપને મન ઉપજે વાહાલ; એક દીવસ શું થયું વીધન, જળ મધે પડયો તે તન. ત્યાં વરસ્ટી થઈ છે અપરમ પાર. વાયુ ત્યાં ઘણો થયો તે સાર; તળે પાણી હોય અલક્ષ ઘણું, કુંવર તેમાં તણાયો ગયો. નારીયે બહુ કરયું રૂદન, દુખીયા થયાં બેઉ જણનાં મન; પછી હંસે વારી નાર, મુવા પુત્રનો શો વીચાર. થોડા એક દીવસ ગ યા જ્યારે, એમ હંસ બોલ્યો ત્યારે; આવો નારી પાસે સહી, આપણે સંજોગ કરીયે અહીં. આપણે બંને જીવતા છઈએ ના ર, તો વળી ઘણા થાશે કુમાર. એવી વાત કહી જાહરે, હંસણી એ કરોધ કરયો તાહરે. ધીક ધીક પુરષનો અવતાર, હંસને કી ધો તીરસ્કાર; મુવા પુત્રનો શોક ન ધરો કેમ. કેમ થયું સંભો

ગનુ મન. હંસણીએ વીચારૂ તાંહ, પડી દવ બળતો તે માંહ; હંસની વારી તે નવ રહો, અગનીમાં હંસણી બળી ગઇ. ત્યાર પછી હંસે કરયો વીચાર, ફરયો દવ પછવાડે ફેરા ચાર; પેલે ભવ એ નારી માહારી થજો. મને જ્ઞાન આ ભવનુ થજો. એમ કહી જપલાવ્યુ અગ્ની માંહ. તરત બળી ગયો છે ત્યાંહ; તાંહાંથી થયો ચીત્રસેનનો તન, તે નારીખોળે વનો વન. એ નારી એને મળશે જાહરે, તેની સાથે બોલશે તાહરે; એ થઇ છે તે કહી છે વાત. જુઠુ ના બોલુ તમ સાથ. ૧૯

## દોહરો.

એ વાત નારીએ સાંભળી, તતક્ષણ થઇ અચરત; સાસોસ્વાસ કાંઇ છે નહીં, નેત્ર થયાં શ્વેત. હઇએ દીવો જમીઓ, વહી પ્રેમ આંસુની ધાર; બેઘડીએ મુરછા વળી, ત્યારે બોલી તે નાર. ધન ધન ઇષ્ટદેવ તુજને, ધન તું કીરતાર; નારી હરખી અતી ઘણુ, મળ્યો પુરવ જનમનો ભરથાર. ચક છોડી નાંખ્યો તહીં, જગહગ નીકળ્યું તેજ; આભ મધ્યે જેમ વીજળી, તેવુ દીઠુ તારૂણીનુ તેજ. ૪

## છપો.

જગહગ જળક્યું તેજ, એજ વારૂણી જોઇ; ધરણુ ઢળ્યો રાજન, સુધબુધ સરવે ખોઇ. તે વજીરે જોઇ નાર, ચમકત ચીતમાં લાગ્યો; પડયો ધરણુ મોઝાર, પડયો તેવો જાગ્યો. રાજાને પણ આવી. સુધબુધ ઠેકાણે લાવી. વજીર ઉઠાડયો તરત, સાંન માંહે સમજાવી; મોતી થાળ નારી ભરી, વધાવો રાજા તહીં; પાએ લાગી પદમણી, પછે કરજોડી ઉભી રહી. ૧

## ચોપાઇ

મોતીએ વધાવી લીધો રાએ, કરજોડીને લાગી પાએ. આજ માહારી ભાગી છે ભ્રાંત, સાંભળ્યુ પુરવ જનમનુ વરતાંત. રોજ દીન વાટ જોઉ છું દુઃખ થકી દહાડા ખોઉછું; એ માહારો પુરવનો ભરથાર. નીશ્ચય હંસતણો એ અવતાર. તમો એમ જાણો ભરથાર, જે જુઠુ બોલતી હોશે નાર; પણ જુઠુ બોલું તો ઇશ્વરની આણ. મુને પુરવ જનમનુ જ્ઞાન, મારા બાપે મુને પરણાવવા કરી, ત્યારે અમો ના કહી ફરી ફરી. મારો પુરવ જનમનો મળશે સ્વાંમ, તેની સાથેછે માહારેકામ. તે સહુ જાણે ન

ગરના લોક, મીથ્યા નથી બોલતી હું ફાક; આ પુછો દાસી સા
હેલી જન, હું મિથ્યા નથી બોલતી વચન. એમ કહીને છા
ની રહી, કરજોડીને ઉભી રહી. પછી બોલ્યો રાજાનો તન,
સાંભળ નારી મારૂં વચન. તુ જાણુ તારા મનનો વિચાર, સા
ચુ બોલું છું હું નાર. તે નારી માટે તજ્યા છો ભોગ, રાજ તજી
લીધો છે જોગ. તારૂં મન પરસનજ થયુ, જ્યારે વચન તમો સા
ચુ કહ્યું; હવે ચેતાવ તારા માતને તાત, વિસ્તારીને કહો
વાત, ત્યારે નારી કહે સાંભળ રાજંન, એક પુછુ તમનેરે વચં
ન. આજ પુરી પડી અમ આશ, આ નગરમાં રોહો કોણ વા
સ. હવે મન બહુ મળવા થાય, ધીરજ રાખી હવે નહી જા
ય, ત્યારે બરાસ બોલ્યો રાય, અમે રહીએ માળી મંદીર માંહે
હવે અમને આગના દીજીએ, હવે પંથ અમારો લીજીએ. અમો
માળી ઘેર રહેશું રાત, તું તારા બાપને કરજે વાત.

## દોહરા

વારૂ કહીને તે ગયા ને આવ્યા માલણને ઘેર; તે પ્રેમદા હ
રખે અતી ઘણી, પછી શી કીધી પેર, માત તેડાવી મેહે
લમાં,. કહી માંડીને વાત, આ ફકીર બે નગરમાં ફરે, તેમાં
એક છે મારો નાથ. એ હંસા જે કહે સહી, ઉંચી રાખી દ્ર
ષ્ટ. એમ કહી મુજને સોધે સહી, ઘણુએક પામે છે કષ્ટ. હંસ
સાથે હંસણી હું હતી, પુરવે માહારો એ ભરથાર. એ હંસ તાં
હાં હતો સહી, ધરયો બેઉજણે અવતાર. હું અવતરી આ દેશ
માં, તમો માતને તાત. કસ્તુરાવતી નામ તમે ધરયું, હું બોલ
તીં તે નાથ, એક કશુંબા નામે નગ્ર છે, ત્યાંનો ચીત્રસેન રા
જંન; તેને પેટ જે હંસ આવીઓ, થઇને તેનો તન. બરાશ
નામ છે તે તણુ; તેને પણ પુરવેનુંછે જ્ઞાન, માત તાત પરણાવા
કરે, ત્યારે ના કહે સંતાન, મારી પુરવેની નારી મળશે, જ્યા
રે, ત્યારે પરણીશું તાત, હવે નામ લેશો પરણ્યા તણુ, તો કર
શું દેહની ઘાત, ત્યારે માત તાત બોલ્યા નહી. ત્યારે વીચારયુ
મન; એ વજીર સુત તેનો મીત્ર છે તે બંનો નીકળ્યા વન. તે
નગરદેશ જોતા ફરે ઓહંસા કરે પોકાર, ફકીર વેષે બેઉજણા, બાળેબહુ
સંસાર, ફરતો ફરતો આવીઓ, આપણા નગર મોજાર; ત્યારે મેતે
ડાવ્યો માળીએ, પુછયો સઉ સમાચાર. તેણે અથ ઇતી સર્વે

કહ્યું. પુર્વેનું વ્રતાંત; નીશ્ચય થયો મારા મન વિશે. હવે ભાગી મનની ભ્રાંત. માટે અમને પરણાવો માવડી; ઝાંઝુ કહે શું થાય; તે ઉતરયો માળી મંદીરે; જઇ ચેતાવો રાય. વાત સાંભળી કુંવરી તણી, હઇડે હરખ નવ માય; હવે પરણાવું દીકરી, એમ કહીને મેહેલમાં જાય. જ્યારે રાજા ઉઠયો સભા થકી, આવ્યો મેહેલજ માંહ; ત્યારે રાણી ઉઠા ચરણે નમી; વીનંતી કીધી ત્યાંહ. આજ મન માન્યું કુંવરી તણું. ભાગો મનની ભ્રાંત; મને મેહેલમાં તેડાવી કરી, કહ્યું સર્વે વ્રતાંત. મારી પણ નીશાં થઇ, એ જુઠી નહિ વાત; પેલા ફકીર બે શેહેરમાં ફરે. કહે હંશા પસારી હાથ. એ કોશંબા નગરી તણો, ત્યાંનો ચીમસેન રાજંન; તે શોધવા નીશરયો હંસા નારને, એ છે તેનો તન. ૧૮

## ચોપાઇ.

રાજાનું પણ હરખ્યુ મંન, સાંભળી નારી તણું વચન; કાલે પંડીતને તેડી દઊં માંન, શુભ દીવશ જોઇને દેવું કન્યાદાંન પ્રધાન મોકલીશું માળી અવાસ, તેડાવીશું સભા મોઝાર; પછે સુભ મુહુરત જોઇ કરી, પરણાવી આપીશું દીકરી, એમ કહીને સુતાં તે રાત, દીવશ ઉગ્યો ને થઓ પ્રભાત; સભામાં આવી બેઠા રાજંન, એટલે ત્યાં આવ્યો પરધાન. માન દેઇ બેસાડયો કને, પાસે બેસાડી વાણી ભણે; આજ પુત્રીનું માન્યું મંન, પેલા ભવનો મળ્યો સ્વામીન. માટે તમો શેના લેઇને થાઓ; માળી તણે મંદીરે જાઓ; પેલા ફકીર ગામમાં ફરતા જેહ, એ બે જણ ત્યાં ઉતરયાં છે તેહ. મેઘાડંમર પર બેસારો જઇ, વાજાં વાજતે તેડી લાવો અહીં; કેહે પ્રધાન એ સારી વાત, હું મનમાં થયો રળીઆત. લેઇ શેના ને તતબર થયો, તે માળી તણે અવાસે ગયો; ત્યાંહાં જઇને કરયો પ્રણામ, ચાલો તમને તેડે રાજંન. આ ફકીર વેસ મુંકી દીજીએ, રાજ વાધો આપણે લીજીએ, સુંદર અંગે ધરો શણગાર, પધારીએજી રાજ દુવાર. ત્યારે રાજા હરખ્યો મન,મોઝાર, બે જણ મળી કરયો વિચાર; અસ્નાંન કરી શુદર થઆં શરીર, બે જણ જાણે બાવન વીર, વસ્ત્ર મોકલ્યાં છે તેહ, આપ અંગે ધરયાં છે જે; મેઘાડંબર પર બેઠા રાય, જેમ તારા મધ્યે ચંદ્રમાય. વજીર

અસ્વે થઓ અસવાર, વાજીંત્ર વાગે અપરમ પાર; તેનુ સાર ધર એવું નામ, રાજા તણો છે જે પ્રધાન. નોબતો નગારાં ગડ ગડે. ઢોલ તાંસાં બહુ તડ તડે; નાનું મોટું નગરમાં રેહે છે જે, જોવા મળ્યું છે સરવે તે. તે બેઠા ત્યાં ચમર કરે, નીશાન જે નેજા ફરફરે; કસ્તુરાવતીનું ભાગ્ય ભળ્યું. પેલા ભાનું અવે ધન્યજ મળ્યું. આ પેલા ભવ તણો ભરથાર, ધન ધન એ બેના અવતાર; જેવું કસ્તુરાવતીનું રૂપ, તેવો સુંદર સ્વામી ભુપ. એમ નગર નારી કરે વખાણ, બન્યો છે એ ચ તુર સુજાણ; એમ કરતાં આવ્યા રાજ દુવાર, રાજા ઉઠયો તે ણીવાર. હાથ પકડયો ધરી ઉલ્લાસ, બેસાડયો પોતીકી પાસ; વ જીર પાસે બેઠા જઈ, અન્યોં અંન્ય વાત પોતીકી કહી. તમો આ વેથી હરખ્યા અમો, જીવતદાન દીધુંછે તમો; અમ પુત્રીનું માન્યું છે મન, અમો જાણુંછું તન મન ધન. તમો મોટા રાજાના કુમાર, અમારા ભાગ્ય તણો નહી પાર; હવે શુભ લગન જોઈ કરી, પરણાવી આપું દીકરી. ઘણું સંતોકી દીધાં માન, આપ્યા બીડાંને ફોફલપાંન; પછે જોશી તેડાવ્યો રાજન, ફર જો ઈને પુછે વચન. તમો રૂડા દીવસ શોધી કાડીએ, અમો વીવા જગન માંડીયે; આ બરાસરાય ચીત્રસેનનો તન, કસ્તુરાવતી રૂપે રતન. તે બેને પરણાવશું અમો, રૂડો દીવસ ખોળી આપો તમો; ત્યારે જોશીએ નીરધારીયું. પછે રાજા આગળ વચન કહ્યું. આજ થકી રૂડા માસજ ત્રણ, ત્યાર પછે રૂડોછે દંન; વઈશાક સુદ તૃતીયાને સોમવાર, રૂડો દીવસ છે નીરધાર તે દીવશે લાવો લીજીએ, કંન્યાદાન રાએ દીજીએ; સાંભળતાં માં હરખ્યું મન, જોશીને આપ્યું બહુ ધંન. ૨૩

**દોહરો**

લગન નીસ્ચે કરયું રાયજી, વળાવો દઈને માન; ગોળ ધાણાં વેહેચાવીયા, વેહેચ્યા ફોફળ પાન. નગ્ર મધે જણાંવીયું વીહીવા કેરી વાત; કસ્તુરાવતી ને પરણાવશે, આ બરાસરાયની સાથ. હરખ્યાં લોક તે મન વીશે, રૂડું કીધું કાજ; કસ્તુરાવતી મહા ચતુર છે, તેવો છે એ રાજન. પછે માન દઈને વળાવીયા માળણ તણે અવાસ; વાજતે ગાજતે આવીયા, પોહોતી મનની આશ. ત્યારે રાજા હરખ્યો મન વીશે, કહ્યાં પરધાંનને વચંન; હવે લગન સામન તતખર કરો, ખરચો અદકું ધંન. રંગમાં

ડપ તતખર કરો. ચીત્રાવો ચોપાસ; મંડપ રચના અદકી કરી,
જેમ પોહોચે મનની આશ. એમ દીવશ બહુ વહી ગયા, આ
વ્યો લગનનો દીવશ સાર; મંડપ રચાવ્યો મોકળો, થઇ રહ્યો જે
જે કાર. પીઠી ચોળારી પ્રીતશું, માનુની મંગળ ગાય; ઢોલ ઠ
મકારા વાજતે, રાજા પરણવા જાય. સામેલા ભલી ભાતનાં, ઘ
ઘરાએ અસવે અસવાર; નાહાનું મોટું નગરનું, જેવા ચાલ્યાં
નરનાર. કોઇ મેહેલ કોઇ જાળીએ, કોઇ ઝરૂખે સોય; કોઇ
ઓટલે કોઇ બારીયે કોઇ ઘરમાં કોઇ બાહાર. મુખ જોઇને હ
રખે સહુ, બંનો સરખી જોડ; ગુણ લગન પુરણ સઇ, કશી વા
તમાં નહી ખોડ. મંડપે વર આવીયો, સાસુજી પોંખે સોય; કુ
મ કુમ તીલક ભલે કરૂં, પોંખી તાણ્યુ નાક. માંહેરામાં પધરા
વીયા, વીપ્ર ભણે સાવધાન; કપુરશેન રાજા સહી, આપે કસતુ
રા વનીનું દાન. હરખ ઘણો આપે ધરે, નર નારી રળીઆત;
પરણી ઉઠયાં બંનો પ્રીતશું, વધાવ્યા સરવે સાથ. ગોત્રજની પુ
જા કરી, વીપ્રને લાગ્યો પાય; દાન દીધાં બહુ અતી ઘણાં, મા
નુની મંગળ ગાય. ખાન પાન અદકાં કરયાં, ભોજન કરાવ્યું
ગામ; વાજતે ગાજતે લાવીયાં, વહુ વરને ઠામ. એક મેહેલ
આપ્યો રાએજી, પુત્રીને રેહેવા કાજ; શેવક શેવાને આપ્યા ઘ
ણા, તેમાં રહ્યા પોતે રાય. ત્યાં ખાન પાન કરે ખાંતથી, ક
રે મન ગમતો ભોગ. બંન્યો તે સુખ ભોગવે, રૂડો કરે સંજોગ.
રાજ સભામાં આવે સહી, ત્યારે રાજા દે બહુ માન; આદરમા
ન સરવે કરે, રાજા રઇયત પ્રધાન. ૧૯

## ચોપાઇ.

એમ રોજ સભામાં અત્રેને જાય, રાજાને મન હરખ નમા
ય. એમ કરતાં વરસ ગયાંછે ત્રણ, ત્યારે રાજાએ વીચાર્યું મ
ન; એક સમે બેઠાં નરને નાર, હાશ વીનોદ કરે અપાર; ત્યા
રે રાજાને સાંભર્યાં માબાપ, ઘણું દુઃખ પામ્યો તે આપ. નેત્રે
વેહે છે આંસુની ધાર, નીસાસા મુકે અપરમપાર; તારે નારી વ
ળી બોલી વચન, શું દુઃખ પડયું તમને સ્વામીન. આવડું દુ
ખ થયું શા માટે, શું તમારા મનમાં થયો ઉચાટ; તારે રાજા
કહે સાંભળરે નાર, મારા દુઃખનો નહી આવે પાર. મા બાપ
હમારાં દુર રહ્યાં કાંઇ, શુંદરી અરથે આવ્યો છું અહીં; તે
માહારા વીજોગે તજશે પ્રાણ, વાત કરતામાં થાશે હાંણ. મારી

પ્રભાવતી જે માત, તે અમવગર છવે નહી જાત; તે આજ સુ
ને સાંભળ્યાં માબાપ, તેથી દુઃખ ધરૂંછું આપ. ૬

દોહરા.

નાગી કહે દુઃખ કાં ધરો, કહુ મારા માબાપને વાત; ચેતાવું મારી માતને, હું આવુ તમારી સાથ. કસ્તુરાવતી ત્યાંથી પરવરી, જ્યાં પોતીકો તાત; વાત કહે જાવા તણી જ્યાં પોતીકી માત. તારે માત હરખ્યાં ઘણું. પુત્રી સુખે તતબર થાઓ; સાતસેં જોજનનું વીમાન છે, તેમાં બેશીને જાઓ; માણુધર આપણા ઘર વીખે, રાખ્યો છે કરી જતન; તેની પાસે વીમાન છે, તે જાએ સાતશેં જોજંન. પુત્રી પધારો સાસરે, એમ કહી માતા રોય; ખોળે બેસારી ચુંબન કરે, ફરી ફરી સામુ જોય. નમાણા જમણી તું થજે, રાખજે કુળ વેહેવાર; ગરમ થતી નહી દીકરી, નરમ થઇ રાખજે ભાર. દીકરી તે ધન પારકું, વસાવે પારકુ ધામ; અમો પાળી પોશી મોટી કરી, તે બરાસરાયને કામ. ૫ છે જાવાની સજાઇ કરી, રાજા બોલ્યો તે વાર; માણુધરને બોલાવીયો, કહું તમો થાઓ તઇયાર. વીમાન તમારૂ સજ કરો પુત્રી જમાઇને કાજ; એનાં માબાપને શોંપો જઇ, જ્યાં ચીત્રશેન મહારાજ. ત્યાં પ્રણામ મહારો કહેજો જઇ જ્યાં રાનશેન ભુપાળ; અમે ભગ્યશું વખાણીએ, કુંવરી પરણી તમ બાળ. ૧૦

ચોપાઈ

કસ્તુરાવતી બોલી વચંન, સાંભળીએ માહારા સ્વામીન; એક માણધર નામે સુતાર, હમારા બાપે રાખ્યો ઘર મોઝાર, તેની પાસે છે વીમાંન, શું કરૂં તેનુ વખાણ. તે ઉડી જાએ સાતસે જોજન, તે ગુણ જોઇ રાખ્યો રાજંન. ત્યારે રાજા સાંભળી મંન, પોતીકા વજીરને કહ્યાં વચન; આ માંણધરની કહે છે વાત, રખે હોય દેવધરનો ભ્રાત. એક વિમાન છે આપણી પાસ, ચારસે જોજનનો આભાસ. પછે માણધરને બોલાવ્યો પાસ, વાત પોતાની કરી પ્રકાશ. સાતસેંહ જોજનનુ વીમાન છે આક, તમો ક્યાંથી લાવ્યા તેહ; ત્યારે તેણે કહ્યું સહુ વરતાંત, ભાગી બહુ જણની ભ્રાત, માંણુધર કહે સાંભળ વાત, એ વીમાન ઘડયુ મે હાથ. એક દેવધર નામે બીજો ભાઇ, તની કહું તે શી વડાઇ, ચારસે જોજનનુ છે જેહ. દેવધર પાસે છે વળી તેહ. સાતસે જોજનનુ મારી પાસ, અમો આવી રહ્યા રાજાને અવાસ.

ભાઇ અમારો દેવધર છે જેહ. તે વીના દુઃખીયા છઇએ દેહ, વી જોગ પડયો છે તેહેની સાથ, એવી માંગુધરે કીધી છે વાત.

## દોહરા.

રાજા કહે માગધર સુણો, શીદ વેઠો છો આવડુ દુખ; અમો મેળવુ તમારા ભાઇને, શીવજી કરશે સુખ. અમને ભાઇ મળ્યો હતો તમ તણો, તે વાત સહુ કહી પ્રકારા. ચારસે જોજનનુ વીમાન છે, તેછે અમારે પાસ, સાંભળતામાં હરખ્યો ઘણુ, ધન ધનરે રાજન. આજ બાંધવનો મેળો થયો, પછે સાંચુ કેસ્યપન. તતખર થયો વળી તે સમે, રાજા કરે વીદાય; રાજાએ ધન બહુ આપીઓ, વળી પુત્રી વળાવી ત્યાંહ. સાતસેહેવાળા પર બેઠાં સહી. નર નારી બે સાથ: બીમાન બે તઇયાર કરયાં તે કહુ વીસ્તારી વાત, માંગુધરને વજીર સહી, તે ચારસે પર અસવાર; આગના માગી રાયની, જવાં થયા તઇયાર, મા કહે દીકરી સાંભળો. કહાવજો કુશળ ખેમ; જેમ જળ વિનાની માં છલી, હું તુજ વીનાની તેમ. એમ કલપાંત કીધુ ઘણુ, મુખે ન વ બોલાય, સીતા પામુ એમ પ્રીછવે, ગળ ગળીત થઇ જાય. વળાવી પાછાં વળ્યાં, પરધાનને સહુ લોક; રાજ સભામાં સહુ આવીયાં, પરહેસે પાછો શોક.

## ચોપઇ

હવે એ વાત એટલેથી રહી, બેઠાં વીમાંનપર બેઠાં જઇ; સાતસેહે વાળુ વીમાંન, તે ઉપર બેઠા રાજાન. સાથે બેઠા કસ્તુરાવતી, તે બેની શોભાંનો પારજ નથી; ચારસે વાળુ છે જેહ. તે ઉપર માગધર બેઠો છે તેહ; સાથે બેઠો વજીરનો તન, એ રીતે ચાંલ્યા ચારે જણ. ભર દરીએ ચાલ્યું જેહલે; શું કઉતક થયુ તેટલે. સો જોજન જ્યારે તે ગયા, ભર સમુદ્રે તેતો આવીયા; ત્યારે રાજાએ વીચારયું ખરૂં, મહ રૂ વીમાન તે આગળ કરૂં. એમ વીચારી ખેંચી દોર, કીધુ રાએ અદકુ જોર; વીમાન સડસડાટ ચાલ્યુ જેટલે, માંગુધરે જોયુ તેટલે. એ માહારાથી આગળ જાય, માહારા કીશબથી આગળ થાય; માટે એને આગળ જવા કેમ દઉ, પલક એકમાં પકડી લેઊં. તે પણ કઆંશી મર ડી સડી. ચાલ્યુ તેની બરાબર રહી; બરાબર ચાલ્યાં જેટલે, માંહો માંહે અથડાયા તેટલે. રાજાનુ વીમાન ભાગી ગયું, એટલામાં શું કઉતક થયું. હાંહાં એમ કરયો પોકાર, વીમાન પડયુ

દરીઆ મોઝાર. હાંહાં એમ કહ્યાં વચન, વીમાન ગયુ છે દશ જોજન એ રાજા રાણી જળમાં ગયાં. પેલાં બે જાણ મારગ વહ્યાં. નારી જળમાં પડી જેટલે, એક મછે ગળી તેટલે; તે મછ ભર જળ માંહે વહ્યો. હવે રાજાનો ઉપાય શો થયો. અથાક જળમાં પડ્યો છે સહી, વીમાન તો પડ્યુ છે તહીં; ભાગુ પણ લાકડુ કહેવાય, તેને વળગી પડ્યો છે રાય. જીવ્યાની આશા મનમાં નથી, પણ ધીરજ રાખી સરવથી; રૂદેમાં સમરયા શ્રી ભગવાન, તુહી તુહી એમ ધરે છે ધ્યાન, તું મને ઉગારે સ્વામ, સમુદ્રમાં પથરા તારયા રામ; તું જળને સ્થાનક સ્થળ કરેને સ્થળને સ્થાનક જળધરે. એમ શાત દીવસને સાતે રાત; દુખ વેઠ્યું રાજાની જાત; આઠમો દીવસ થયો જેટલે, બેટ અક આવ્યો તેટલે. લાકડુ તણાઇને આવ્યુ ત્યાહે. જ્યાં બેટ એક છે ત્યાંહે; બેટ ઉપર નહી કે જન એકલો જઇ ઉભો રાજન, ચારે પાસે જળ દરીઆવ, ઉપર તો વાદળ જણાય. હાં કસ્તુરાવતી માહારી ગઇ, ને મારી આ ગતી સી થઇ. કયાંહાં ગયા મારા પ્રધાન. જે ગુણ સ્વભાવ છે ગુણવાન. હવે હું ક્યાં રહુને ક્યાં જઉ. આ બેટ ઉપર તે શુ ખઉં જુવાલનુ પાણી આવશે જેટલે, બેટ ઉપર ફરી વળશે તેટલે; કોણ હવે મુને રાખણહાર. એમ ચંતા કરે રાજ કુમાર. એમ બાપડો થઇને સધળે ફરે, કસ્તુરાવતીનુ ધ્યાનજ ધરે. માહારી નારી તે કયાંહાં ગઇ, આ હાથેરતન રાંક હવે છાજ્યું નહી. હાય મેં જુઠો કીધો વીચાર, પરપંચે પરણ્યો હું નાર; મે જાણ્યુ મારી થઇ નાર, હવે એ નારી ક્યાં જાનાર, મે પેલા ભવની વાતજ કહી. ત્યારે મુને પરણી સહી. પેલા તપશીએ મેહેણુ દીધુ જેમ, કસ્તુરાવતીને પરણ્યો તેમ. તે હું પરણ્યો પરપંચે કરી, ગઇ જોતામાં હરૂખ સુંદરી. મે જાણ્યુ તપશાને લાગુ પાય, દખાડુ કસ્તુરાવતી ન્યાય. મારૂ ધારયું તે ક્યાં ગયુ, ઇશ્વરનુ ધાર્યું તે આગળ થયુ એમ કરીને કરે રૂદન, કોણ સાંભળે તેનુ વચન. ૨૩

છપા

કરમવશ કીરતાર, કરમ કીરતારજ આવે; કરમ ડાપણ [illegible]

[illegible]

ખ દુ:ખ એ કરમ, શામળભટ સાચુ કહે, કરમથી પ્રથ્વીપરરા જા. કરમથી ભીખજ માગે કરમથી વાહન બેશ નાર, કરમથી દોડે ઘોડાંની આગે; કરમે ડાહ્યા જન, કરમે સહુ ઘેલો કહે; કરમે સહુનો પાલણહાર, સહુ આધીન રેહે છે; કરમ કરે તે કોઇ નવ કરે, સુખ દુ:ખ હાણ વરધ સહી, કરમે કસ્તુરાવતી મરી સહી, વળી કરી આવ્યા અહીં. ૨

દોહરા

એમ કલ્પાંત કુંવરજ કરે, પછે વીચાર્યું મનશુ જ્ઞાન; નાગે મુજને કહ્યું હતું, પછે તેનુ ધરીયુ ધ્યાંન. ઇષ્ટદેવ તુ મારો; હું તારો છું બાળ; કષ્ટ પડયું મુને અતી ઘણું, અતી કરો સંભાળ. તમે મુજને કહ્યું હતું, સંભારો એ વચન. કષ્ટ પડે મુજને સંભારજે, તે આવી કરો સહાય. એમ અરતુતી કોધી ઘણી પ્રસન થયો તે નાગ. એક દોરો મંત્રી હેઠે નાંખ્યો સહી. ફળીયુ કુંવરનુ ભાગ્ય. દોરો લીધો તે કુવરે, મનમાં વીચારી વાત; આ દોરો કયાંથી આવીઓ, યાંહાં નથી માનવની જાત, તે દોરો લીધો હાથમાં, બેઠાં બેઠાં કીધી રમત, પગ અગુઠે બાંધ્યો સહી; એટલે થઇ ગયો પોપટ. તેતો ઉડયો ગગનમાં, ચીત ધરી ઉદાશ; હવે મોત થકા તો ઉગર, એમ કહી ચાલ્યો આકાશ. હવે એ વાત રહી એટલે, કહુ નારીની નેટ; તે સમુદ્ર માંહે પડી, તે ગઇ છે મછને પેટ; તે મછ ત્યાંથી ચાલીઓ, એક ન્યાગવતી નગરી મોઝાર. ત્યાંહાં ઢીમરે જાળ નાંખી સહી, આવ્યું તે ફાંદા માંહે. તે નગર પોતીકે લાવીઓ, તેનુ વધ કરયું છે તાંહે; માંહેથી સ્ત્રી નીકળી, અચેતસતી તે જાણ. શ્વાસો શ્વસ કાંઇ છે નહી, ઘડી બે ઘડીએ જાશે પ્રાણ; એવી અવસ્થા જોઇ નારીની ઢીમર લાવ્યો રાજભોવંન. શેવક મોકલ્યો પોતા તણો, મોકલી ત્યાં સુખપાલ; તેડાવી પોતા કને, જોયા તેના હવાલ. રૂમાં ભારી શેક કરાવીઓ, ત્રણ દીવસ એમ સાર; જીવ શાંતી પામ્યો સહી, ત્યારે કાંઇ ચેતના થઇ નાર, તારે ઉઠવા બેસવા માંડીયું ત્યારે રાજા હરખ્યો મર. એમ કરતાં પ્રભુ કીરપા કરે, તો સારી થાય અસ્ત્રી જન. ઓસડ વેસડ કરે અતી ઘણાં, એમ કરતાં માસ થયા છે ચાર; ત્યારે હલે ચાલે સહી, સાજી થઇ તે નાર. માત તાત કોણ તમ તણા, કોણ તમારો છે ભરથાર; કોણ દેશમાં રહો તમે, તે સાચી ક

હોને વાત. જો જુઠી વાત બોલો તમો, તો ઈશ્વરની આંણ; તા રે નારી કહે નરપત સુણો, માહારા કરમની કાંણ. અથ ઈતી માંડી કહયું, જુઠી નહી બોલુ વાણ; કપુર શભાવતી દેશ માહા રડો, ત્યાંહાંનો કપુરસેન રાજન. કપુરાવતી રાણી સહી, તેહ ત ણી હું તન; કસ્તુરાવતી નામ છે માહરૂં, લડેકવાઇ અપાર. માત તાતને વહાલી ઘણી, મુને બહુ લડાવે લોક; સવાશેર કસ્તુ રી ચોળી કરી, નીતે હું તો નાહુ. મારા બાપ પરણાવવા કહે, પણ મનમાં હું નવ ચાહું, પુરવનુ જ્ઞાન મુજને હતું, તે મ ળયો ભરથાર. તે ચીત્રસેન રાજા તણો. બરાસ નામે કુમાર; તે રણયો મુને પ્રીતથી, સાસરે જતાં હતાં સાર. વીમાન હતુ તે ભા ગી પડયું, ભર દરીઆ મોઝાર; તે કંથને હુ કામની, પડીયાં અગણવ નીર. સ્વાંમી માહારો દુખીયો થયો. જે હતો બાવનવી ર; મુને ભાંન માહારૂં નથી. જે કયાંથી આવી આ ઠામ. કોણ દેશ કોણ રાજા તમો શું છે તમારૂં નામ.

ચોપાઈ.

તારે રાજા તે વીશમે થયો વળતો બોલ કુંવરીને કહ્યો; અ રે બેન તું લડકવાઇ, કપુરસેન હતો મારો ભાઇ. તે તો મારા કાકાનો છોકરો સાર, પ્રીત્રાઇ છે પણ મીત્રાચાર; તેની પુત્રી ક સ્તુરાવતી, અરે બેન તારી આ શી ગતી. અમ ઉપર બહુ રાખે હેત. સોંપે તનમન ધન સમેત; તારૂં મુખ જોવા પામે ન હી લોક. તેની ગતી આમે કેમ હોય. રાણી બાઇ આવી તે ઠામ, સુલોચના છે તેનું નામ; તેણે સાંભળ્યું એ વરતાંત, અ તીશે માંડયું છે કલપાંત. રાજા પણ કરે રૂદન, તે મન ધરે જુ ગજાંન; ત્યાંહાં નહી રાણીને બાળ, તેના શા થયા હવાલ. કસ્તુરાવતી કરે રૂદન, હાય કયાંહાં ગયો મારો સ્વાંમીન; અમા રા હઇડાનો હાર, પ્રીત અતીશે અપરમપાર. માહારે તેની સા થે છે કામ; કયાંહાં ગયો એ માહારો સ્વામ; તોડે કેશને હઇડું હણે, બરાસ બરાસ મુખેથી ભણે. સહુએ મળીને પ્રીછવે નાર, કાલે મળશે તારો ભરથાર; પરમેશ્વરે બચાવી તુને, આવી મ ળી કુટંબ સહુને. તે પરમેશ્વરે કરી હશે સાહાય, કાલે આવી મળશે આંહાં એમ વીનવે નગરનાં લોક, પણ શોચે નવ ટળે શોક. પછે વીચારૂં કસ્તુરાવતી, ધીરજ માહરી રેહેતી નથી; હ વે સંભારૂ સીતાપતી રામ, તે મેળવશે માહારો સ્વામ. પછે

નારીએ શું કીધું સહી રૂદન તજીને છાની રહો; રાજા પ્રતે ક હું તે ડાંમ, માહારૂ એક કરોને કામ.

## છપો

પુત્રી કહે સુણ તાત, વાત એક માનો માહરી; સ્વામીને જો ગે જોગ, ભોગ શા કામનો ભારી, શણગાર સજુ નહી અંગ, સંગ નહી સાહેલી; આ મેડી મેહેલ અવાસ, રહુ જાએ મેલી; ખાંન પાંન ધન માંન, તે ઉપર નવ ધાવું; સવાપાશેર જવનો લોટ, ત્રીજે દહાડે ખાવું કાઢો રંગ નેરાગ, અજંન મજંન કરવું નહી; માહારો સ્વામી મલશે જાહરે, ત્યાં લગી કરવુ સહી; એક સપેત વસ્ત્ર ધરશું અંગ, સંગ રાખુ જપ માળા; ધરૂં સમુદ્રનું ધ્યાન, સુખ કોણ અ.પે ટાળ; હું તજુ મુખ તંબોળ, બાલ માનો આ સાચે; મને સ્વામીનો પડ્યો વિજોગ, કરમનો અક્ષર કાચો. શ્રી રામજી કરૂણા કરે, હુ કહુ તેમ કરવું સહી; જ્યાં શુધી સ્વામી મળે, ત્યાં સુધી પાણી આહી; એક નવું કરી આપો વાહાણ, સત સાહેલી દો સાથે; રહું દરીઆની માંહે, અવશ્ય સ્વાંમીજીને હાથે; ત્યાંહાં ધરૂં સમુદ્રનું ધ્યાન, જ્ઞાનમાં રાખુ એવું; તુહી તુહી કરે સાહાએ, મુખ વાણી એવી ભાખું. એવું કહીને નાર, રહી ગઈ છે છાની; સાંભળી રાજાએ વાંણ, વાત કુવરીની માની; એક વાહાણ નવું કરાવી આપીઊ, સત સાહેલી સાથે; સમુદ્ર વચ્ચે સુંદરી, કસ્તુરાવતીને કષ્ટજ અતી.

## ચોપાઈ.

હવે એ વાત એટલેથી રહી, પ્રણધર ગુણ સભાવની રીગત થઇ; તેનું વીમાન આગળ ક્હાડ્યું જેટલે, વીચાર મનમાં કરયો તેટલે. હવે રાજી પછવાડે રહ્યા આપણ બેહુ જણ આગળ થઆ; વીમાન ભાગી પડયું દરીયા માંય, તે બે જણ વાત નવ જાણે કાં. એમ ચારસેહે જોજંન ગયા જેટલે, વીમાન અટક્યું તેટલે; તે મનમાં પામ્યા હુલાસ, આવ્યા આશાવરી નગરીને વાસ. બે જણ આવ્યા નગર મોજાર, જ્યાં દેવંધર રાજ કરે સુતાર; રાજ મેહેલમાં ગયા જેટલે, દેવધર ભાઈ દીઠા તેટલે. માજ ધરે [illegible] [illegible], તન [illegible] [illegible]

[illegible]

ઈએ બેઠા પાસ; ગુણ સભાવ પણ બેઠો સહી; એક એકનીવી ગત સહુ કહી, દેવધર પુછે ફરી પ્રાણામ કોહોજી કાંહાં ગયા છે રાજંન: તેણે નેત્ર ભરીયાં નીર, વજીર સુતને નવ રહી ધીર. ત્યારે પ્રાણધર બોલ્યો વચંન. પછવાડે રહ્યા છે રાજંન; સાતસેં જોજનનું વીમાન છે જેહ. તે ઉપર બેઠા છે તેહ. રાજા પરણ્યા છે કસ્તુરાવતી, એની જોડ પ્રથવીમાં નથી; તે પછવાડે આવે રાજંન, અમો આગળ આવ્યા બેહુ જણ.

## દોહરા.

એમ વાત કહી સહી, થએ બહુ રળીયાત; રાય સમુદ્ર માંહે પડયો. તે નથી જાણતું કોઇ વાત. દેવધરે તઇયારી કરી, શાક પાક સાવધાન; ભોજંન કરીએ આપણે, જો આવી ચડે રાજંન. વટ જુએ બહુ રાયની થયો ઘણો ઉચાટ; આ આવ્યા એ આવશે, એમ જુવે ચોદશે વાટ. પછે વજીર સુતને ધીરજ નવ રહી, થએ અશ્વે અસવાર; દેવધર પ્રાણધર તે સાથે થઆ. આવ્યા નગરની બાહેર. તે સમુદ્ર કાંહે આવીયા. જુએ ઊંચી કરીને દ્રષ્ટ; નીહાળી નીહાળી જુએ ઘણું. મનમાં પામે બહુ કષ્ટ. એમ સાંજ પડી ગઇ બાહેરે, ત્યારે થયા નીરાશ; દેવધરને વજીર સહી, પાછા આવ્યા અવાસે. ભોજંન કીધું મન ભંગથી, કેમ આવ્યા નહી રાય; એમ ત્રણ જણા વાતો કરે. આકુળ વ્યાકુળ થાય. દુઃખે રાત એમ વહી ગઇ. ને થએ ઉગ્યો પરભાત; ચંતાતુર છે અતી ઘણાં, સુજે નહી કંઇ પેર; રાજકુંવરને મુકી કરી, હવે જાવું શુ ઘેર. એમ વિચારયું વજીર સુને. તજે સકળ સંભોગ; ફકીર થઇને નીકળ્યો. આપે લીધો જોગ. દેવધર પ્રાણ ધરવારે સહી, પણ માંને નહી તેનું મન રાજકુંવરને કારણે, ફકીર થઇ નીકળ્યો વંન. દેશ દેશ તેને સોધતો ફરતો ફરતા વંન ખાવુ પીવું નીંદ્રા તજી, જો જડે રાજાનો તંન.

## ચોપાઈ.

એ વાત એટલેથી રહી, રાજ કુંવરની શી ગત થઈ; તે પોપટ ઉડયો આકાશ. મનમાં પામ્યો છે હુલાસ. દીવસ ઘણા ગયા છે વહી. ઉડતો ઉડતો આવ્યો તહી; મધ્ય દરીઆ વચ્ચે છે વાંહાણ. ત્યાહાં પોપટ આવ્યો નીરવાંણ. દીવશ ઘણા ગયા છે વહી, ઉડતો ઉડતો આવ્યો તહીં; તે મુખે જપે શ્રીરામ, વળી..

લે એ કસ્તુરાવતીનું નામ. ધજા બાંધો કુંવરીએ સહી, તે ઉ પર બેઠો છે જઈ; મધુરે સ્વરે બોલે વાંણી, વીંચાયા તે નારીના પ્રાણ. મુકી સમુદ્રનું ધરતી ધ્યાંન, શા માએ તો મ ક ા ાંન; વળી ક્ષણમાં છાનો રેહે. વળી ક્ષણમાં શ્રી રામજી કહે. વળી કેહે કસ્તુરાવતી, મને તે વીના રેહેવાતું નથી; કસ્તુરાવતી બો ચંન. આ શું બોલે છે પખી જન. સખી પ્રતે કેહે વચંન, એ પંખી છે ચતુર સુજંન; તમો ધીરે ધીરે ઉપર ચડો, પાસે જઈ ને છાંના રેહો. રખે પંખી એ ઉડી જાય, જો આવશે એના જાણમાંય; લઘુ લાઘવી કરવી સહી, જેમ તેમ પંખીને લાવો અહીં, દાશી કેહેરે સાંભળ બાઇ, એ વાતની ચંતા કરવી નહીં; એમ કહીને ઉપર ચઢી, જઈ પોપટને પાસે અડી. ચતુરાઇ ચલાવી ઘણું ઝટ પોપટને લીધો પકડી, લઘુ લાઘવી કીધી તાંહ, પાસે જઈને ઝાલ્યો પાય. પંખી કેહે શા માટે લેઓ, દુઃખીઆ ને કયાં દુઃખ જ દેઓ, હેઠી ઉતરી તતક્ષણ તહીં. આવી રાણીપાસ ઉભી રહી. પોપટ તેણે મુકયો પાસ, કસ્તુરાવતીની પોતી આ શ; કસ્તુરાવતી કેહે પોપટજી સુણો, સાચા વાત અમ આગળ ભણો. પોપટે ઓળખી તે નાર, ત્યારે નેત્રેથી વરી આંસુધાર; ટગમગ જોયાં કરે છે તહીં, ત્યારે નારીએ વાંણી કરી. પોપટ ભણો છો કોનું નામ, ક્ષણમાં લયો છો શ્રી રામનું નામ; ની સાસા મુકો શા માટ, તમારે આવો શો ઉચાટ. તમો પંખી ને એવડું શું જ્ઞાન, કયાંહાં તમારૂં લાગ્યું છે ધ્યાંન.

## દોહરા.

પોપટ કેહે પંખી અમે, પણ અમારી એવી રીત; કસ્તુરા વતી કુંવરી જે શેઠની, અમારે તે સાથે પ્રીત. એમ કહી ચર ણ આગળ ધરયો, અરે મેમદા દોરડો આ છોડ; વાત કહુ મન ઠા તણી, તો પોહોચે મનના કોડ. ત્યારે દો ડો છોડયો નારીએ તતક્ષણ પોહોતી આશ; એ સુરવીર થઇને રહ્યો, જુએતો રાએ બરાસ. જખબ ઇ ગઇ તે કાંમણી, લાગી તેને પાએ; આ સાચુ કે સુપનું સહી, એમ થોડી થોડી થાય. તમ વીના હું ટળવળુ, છેક થઇ નીરાશ, ભલે આવ્યા મારા કંથજી, આજ પોહોતા મા રી આશ. જળવીના જેમ માછલી, તલપ તલપ જીવ જાય. તે મ હું તમ વીજોગથી, મારી કાયા અકળાય. આજ સમુદ્ર દેવે માહેતા કરી, મળ્યા આવીને કંથ; તમ વીજોગથી વહાણમાં, આ

વીને રહી, જોઆં કરૂ રોજ પથ. કંથ કહે છે કામની, મારા એહ હવાલ પંખી રૂપે વનમાં ભમુ, આણુત મારો કાળ. જો તુ મરત નહી માનની, તો નીશ્ચે તજતે દેહ. પણ પરમેશ્વરે મેળવ્યાં. ભાગ્યો મંન સંદેહ નારી કહે કહો કેમ થયું, કેમ પામ્યા સમુદ્ર પાર; પંખી રૂપ તમે કેમ થઆ, કેમ આવી પોહોતા આ ઠાર. ત્યારે ભરાસ રાય એમ બોલીઆ, સાંભળ નારી વાત. વીમાંન ભાગ્યુ જળમાં પડયા, ત્યારે બેજણ હતાં સાથ. તુ તો બુડી જળ વિષે, હું જઇ પોહોત્યો તે ઠાર; વીમાનનુ લાકડું હાથમાં રહ્યું, તેથી ઉતરો જઇ બેટ. મેએ સ્તુની કીધી નગની. તે મુજ દાંષ્ઠ કેહેવાય. હવે અંત્રીક્ષથી આ દોરડો, આવી પડયો જળ માંહે. મે જઇ લીધો હાથમાં, કીધી રોજ રમત. મે પગ અંગુઠે બાંધીઓ, તે હુ થયો પોપટ. ત્યાંથી ઉડયો આકાશમાં ફરયો ઘણાંએક ગામ; ત્યાંથી ફરતો ફરતો આવીયો, આ વહુંણુજ કેરે ઠામ. મન માન્યુ આજે માનની, મળી નારતું તરત. નહી મળત જો તું મુજને તો હું પામતો મરત. એહ હકીકત માહરી, હવે તાહારી કહે મુજને વાત, સમુદ્ર મધે તું પડી, ત્યાં કેમ બચીતું ઘટ; ત્યારે નારી કહે સુણ નાવલા મારા મનની વાત. જળ મધે હું પડી સહી, એટલે ગળી ગયો એક મછ, મછજ ત્યાંથી આવીયો, આ જોરાવતી છે ગામ. મારો પીત્રાંઇ કાકો રાજ કરે, જેનુ ચીત્રારમા નામ. મછ આવ્યો આ ગામમાં, ઢીમરે નાંખી જાળ; મછમાંથી નીકળી જીવતી, લાવ્યો સભામાં તતકાળ. શેક દીધો મને અતી ઘણો, ત્યારે સુખી થઇ સરીર. ત્યારે વ્રતાંત મુજને પુછીયુ, પછે નયણે ભરીયાં નીર. પુત્રી કરી, રાખી મુને, ઢીમરને કીધો નાહાલ. તમ વીજોગે હું અહી રહી, એ કહયો મારો હેવાલ. એમ કહી ચગણે નની, લીધુ અલીંઘન; મન માન્યું માનુની, આજ દીવસ છે ધંન ધન. આજ વીજોગ ભાગ્યો સહી, મળ્યા મુજ ભરથાર; અશા પુરણ મારી થઇ, ધંન ધંન તું કીરતાર, હવે ચાલો સ્વામી પધારીએ, આપણા ગામ મોજાર, હવે મેહેલમાં માહાલીએ હવે કાંએ લગાડો વાર. વાત સાંભળીને હરખાઓ ભેટયો ભામનીની સાથ; ચરણે અલીંઘન છુટે નહી, ભીડી બે બાથે બાથ. ૨૯

ચોપાઈ.

ભામનીને ભેટયો જઇ, કામની કહે હવે મુકુ નહી; કહે,

રાસ સાંભળોરે નાર, આપણ જઈએ શેહેર મોઝાર. સમુદ્ર મધ્યે રહીએ સહી, જાર વેહેવાર કરવો ઘટે નહી; એવું કહીને સુક ની બાથ, દાશીને બોલાવી કી વાત. તમે જાઓ રાજાની પાસ, આ વાત સર્વે કરો પ્રકાશ; કહીએ સમુદ્ર દેવે કરી છે સહાય, આવી પોહોચ્યા છે બાગ મોઝાર. એમ કેહેતાં દાશી તતખર થઇ જ ઇ રાજાને વાતજ કહી, સાંભળીએ ચીત્રવરમા માહારાજ, સ મુદ્ર દેવે કીધું આપણું કાજ. પોપટ રૂપે પંખી સાર, આવી બેઠો વખાણ મોજાર; કસ્તુરાવતીનું માંન્યું મન, એતો નિકળ્યો ચીત્રસેનનો તન. સાંભળતાં રાય વીસ્મે થયો, પ્રધાન મત્યે બો લજ કહ્યો, સૈન્યા સકળ તઇયારજ કરો. રાજા કહે વળી હરખે ભર્યો. પુત્રીનો આવ્યો ભરથાર તેડી લાવો નગેર મોઝાર; એમ કહીને તઇયારી થાય. તેડવા આવ્યા ચીત્રવરમાય. વાજતે ગાજતે આવ્યા તરીં, મોતીડે વધાવ્યા લઇ; સભામાં બેઠા રાજન, પા સે બેઠો ચીત્રશેનનો તન. એક એકનાં કહ્યાં વ્રતાંત, ભાગી સઉ ના મનની ભાંત; રાજ સભામાં આવે રાય, સાંજે ઉઠી મેહેલમાં જાય. નવો મેહેલ આપ્યો રાજન, મેહેલમાં રહ્યાં નરનારી જન; ખાય પીએ ખુશી કરે, એક એકને પ્રીત જેવી ચંદ્ર ચકોર, પ્રીત જેવી બપઈયા મોર. પ્રીતે જેવી જલ માંછલી સાથ, પ્રીતે જેવી ચંદ્રમાને રાત. એક ઘડી અળગાં નહી કોય, બેહુની પ્રી ત સમોવડ હોય; કામની કંથ કરે કલોલ, એક એકના પડતા ઝીલે બોલ. એક એકને કંઇએ નહી દાવ, ઘણી પ્રીતને રાખે અદકો ભાવ. રાજાનુ મુખ જોઇને દાતણ કરે, રાજા ઉપર હેત અદકુ કરે. ખાય પીએને રંગે રમે, એક એકનુ મુખડુ ગમે. એક દીવસ પછે રાજાએ પોશાક પેહેરીને તતખર થાય, સભામાં જ વા તઇયાર, મંગાવ્યો અશ્વ તેને ઠાર.

## દોહરા.

ત્યારે કસ્તુરાવતી કહે કંથજી, સાંભળો મારી વાત; આજ બહાર વેહેવાર કરવો સહી, છેડો ઝાલ્યો હાથ. આજ સભામાં જશો, નહી. આપણ કરીએ રંગ વીલાસ; ખાન પાન કરીએ અતી ઘણાં, પુરણ કરો મુજ આશ. તારે કંથ કહેરે કામની, દીવશે નવ કરીએ ભોગ; અમો સભામાંથી આવ્યા પછી, મેળવશું સંજોગ. નારી કહે નહી માનીએ, આજ જવા નહી દેઊં; વ ળી વીઘન કાંઇ ઉપજે, માટે લાહાવો લેઊં. એમ કહી વળગી

પડી, તારે વીચારયું રાજન; હું કહ્યું કરૂં કામની તણું, હોશે પુ મન. લુગડાં ઉતરાં રાયજી, કીધો સુભ સંભોગ મન મના વ્યું માનુની તણું, ભાવતો કીધો ભોગ; રંગ રાગ કીધા ઘણા હેવે પડી છે રાત; ત્યારે નારી કહે રાય સાંભળો, શેહેજ સમા ગમ વાત. તમો રીશ ન કરશો રાયજી. તો કહું એક વાત વી ચાર; હું તો સેહેજ ભાવે કહું, પણ ક્રોધ ન કરશો લગાર. ત્યારે બરાસરાય એમ બોલીઓ; એશું બોલી વાત, તુજ આ ધીન હું થઇ રહેયો, તુને સોંપુ તંન મંન જાત. માટે કેહેવું હોય તે કેહે મુને, શાને ચીંતા કરો છો મન; કોટી ગુનો બખ શું તુને. મનાવું તારૂં મન. ત્યારે કસ્તુરાવતી કહે સાંભળો મા રા મનનો વીચાર; નારી માંહે ઓછો ઘણો, ચતુરા ચતુર સુ જાણ. અતે બુધ તેની પાનીએ, શું ઉપનું ત્યાં અગનાન;

છપ્પો.

રામામાં સુભ રૂપ, રામા સુભ પોતે; બાળામાં બહુ ગુણ બુદ્ધ, નીગમે બહુ ચટપટી. જાણ અજાણ સહુ જાણીએ, સા મળ કેહે બહુ ગુણ સહી.

ચોપાઈ.

માટે નારીનું મુરખ નાંમ, જો જો હવે શું કીધું કામ; એ શું બોલી સ્વામીની સાથ, તે તમને સંભળાવું વાત, નારી કેહે સાંભળ ભરથાર. શેહેજ વાત કહું આ ઠાર; નારી તે મો ટી સરવથી, પુરૂષમાં કાંઇ માલ્મ નથી. નારી મન ચાહે તે કરે, પુરૂષથી એકે અરથનવ સરે; મેં આજ કીધું મંન નોરધા ર, જવા નવ દીધા સભા મોઝાર. જો નારી જવા મન કરે, તો સો તાળામાંથી પરવરે, માટે નારી છે ચતુર સુજાણ, પુરૂ ષ જાણું છું અગનાન. તમો છો રાજાના તંન, તમો જેવું નથી કો અંન્ય; તમો ફકીર થયા માહારાજ, તે પણ નારી કેરે કાજ.માબાપને મુકયાં પરહરી ને હંશા હંશા મુખે કરી; બહુ દુ:ખ વેઠયું જાહરે, હમો તમોને મળ્યા તાહરે. નારી આગળ નર કોણમાત્ર, તમોસાચી માનજો વાત;હંશ આગળકાગડો જેમ, ઘોડા આગળ ગરધવ તેમ. ગંગા આગળ જેમ ખાડીઓ, અશોક આગળ જેમ વાડીઓ; કંચન આગળ કથીર જેમ, ના રી આગળ પુરૂશ તેમ. એ સાચી કે જુઠી વાત, સાચું કોહોને મારા નાથ; સાંભળતાં કસ્તુરાવતીનાં વચન, દીગ મુઢ થયા પે

તે રાજંન. તું તો એશું બોલી નાર, તું શું મનમાં નથી કરતી વીચાર; નર વીના તે નારી કશી, કેમ બુદ્ધી આજ એવી વશી. કાંઇ એમાં થાશે વીઘંન, ફરી ન બોલીશ એવું વંચન; નર થકી નારી મુકે માન, નારી હલાવી પીંપળ પાન. ત્યારે નારી બોલી ફરી, એ વાત તો તમે ખોટી કરી; નારીના વડે નર હોય બાકી નરને માને નહીં હોય. નારી આગળ નરનું શું જોર, જાણે કેદમાં રાખ્યો ચોર; નારીથી નર નીચ હોય પણ નરથી નારી નહીં કોય, દેવ દાનવ કે માનવી સહી, પણ નારી આગળ માનજ નહીં.

## છપ્પો.

કરાણ મરાણ બલી રાજંન, કારવ પાંડવ જે સુર; માનધાતા જે મહીપતી; તે પરતાપે પુ; ઇંદ્ર ચંદ્ર હરીચંદ્ર જે સતવાદી રાજા ધ્રુવ અમરીખ પ્રલાદ, જેહ ભગતમાં જાજા; સુરવીર ઘણા કહ્યા, પણ નારી આગળ તે શી મણા; સુરા થઇ ધરે સમશેર રણમાં જુધંજ કરતા. ૧ ચુકવે ન્યાય અન્યાય, પ્રથવીનો ભાર શીર લેતા, વળી ચઉદ વિદ્યા ગુણ જાણ, બહુ ડાહાપણ ચતુરાઇ; કામણ દુમણને વશીકરણ, વીખવાતે રેહે વડઇ, વિસ્વ વખાણ તેના કરે, સાત સમુદ્ર તરે સહી, પીસાબ વાટે નીસર્યા માટે નારી મોટી સરવે કહી. ૨

## ચોપાઈ.

એવી વાત કહી જાહરે, રાજાને દુઃખ લાગ્યું તાહરે; હમણાં હાંશીમાં થાશે હાણ, એમ રાએ જાણ્યું નીરવાણ. નરનારીની ઉતપત જેહ, નર થકી થાય છે તે. નર વીના નારી શું કરે, નારી તે નરને આશરે. એ ઇસ્વરની સરવે ગતી, એમાં તું ને હું જાણતાં નથી, એમાં ખાલી શું તાણે ભાર, એ કરતા હરતા સહુ કીરતાર. નર કરે તે નારીથી નહીં થાય, નર આગળ નારી કોણ કેહેવાય; ત્યારે બોલી કસ્તુરાવતી, નારી આગળ નરનું ચાલતું નથી. તે ઉપર કહું એક દ્રષ્ટાંત, ભાગુ તમારા મનની ભ્રાંત; નારી પણ પ્રક્રમ છે જેહ, તમ આગળ સંભળાવું તેહ. ૫

## દોહરા.

કારકોન એક નગ્ર છે, તેનો દીલીપજ રાજન, સતવાદી રૂડો ..., વસે અઢારે વરણ. ત્યાં વીસોશ્રીમાળી વાણીઆ, તેજ

નગરનો શેઠ; લખમી અલખ છે તેહને, પાંચ પુત્ર છે પેટ. દાને માને ડાહાપણે, શકુ વાતે સમરથ; આગ્ના માને સરવકો એ આગળ સહુ વ્યર્થ. વીરચંદ નામજ તે તણું, માનબા તેની નાર. સોમદત્ત વી દત્ત રીખવને, સોપ્યો સઘળો ભાર. કનકાવતી નામે કામની, તે સોમદત્તની નાર; રૂડી શોભહાનો તે ઘરનો રાખે ભાર, તે સુમીત રાખે ઘણી, શોમદત્તને વ્હાલી પ્રાણ; નરને નારી તે માને નહી, ખોટી બતાવે વાણ, જુડાં મત બહુ દાખવે, કરે હાવને ભાવ; તમથી વહાલું કોઇ નહી, એવો એનો બનાવ. મનમાં ગણે નહી કંથને, મોહોડે કરે વખાણ; તમ પાખે ચાલે નહી, તું મારો જીવણ પ્રાણ, સોમદત્ત સાચું લહે. જાણે સતી મુજ નાર, હેત બહુ મુજ ઉપર ધરે, છે અપરમ પાર. પાણી કેમ પીવાએ તમ વિના, આરોગે અંક મન; નીંદ્રા કેમ આવે નાવલા, તુજપર એવું મન. નારી મોહોડે જે કરે, કાલાવાલા કરોડ; તેને લેવે ઓળખી, નારી ઇંરી ખોડ. કંથને સ્નેહ દેખાડવે ઘણું, કરે જારનું કામ; જાર સાથે જારી કરે, જાણતો નથી તે સ્વામ. ઘણાએક દીવસ વહી ગયા, નારી વિચારે આપ; જારને મળાતું નથી, ઘરમાં ઇંથતું પાપ. ઉપાય કરૂં ગ્નાનકળથી, કંથને કાહાડું બાહાર; પછી ઇહાં ચીંતા નથી, સુખે તેડું મુજ જાર. એક કલપના પોતે કરી. રાતે આવ્યો સ્વામ; ખાન પાન જુગતી કરી, નારી બોલી કરી પરીણામ. અંકો ચરીત્ર કીધું ઘણું, નેત્રે ઘરીયા નીર; ઘરૂશકા ભરી કહે કંથને, સાંભળો હઠતા ધીર, કાલે મોહોમાંહે વાતો કરી, આ પાડોશણની સાથ; મોહોટો કુંવર મુરખ છે કાંઇ સમજતો નથી વાત. એના બાપે ધન રળ્યું ઘણું, તમેહો બેઠો ખાય; બીજો કુંવરછે નાવડો, તેને કેમ કેહેવાએ. એના બાપ એવડા હતા, જતા સફર ભરી વાહાણ; તેથી ધન મેળવ્યું ઘણું આતો પેટે પડીયા પાહાણ; એથી તો વાંઝીયા ભલા, એવા ન જાઇએ તન, મુરખ પડયો મુજ પેટમાં ખાય રળ્યું બાપનું ધન, મેં છાના માંનાં સાંભળ્યું, રેહેવાયું નહી ભરથાર; તે તમને કહયું અહી, એવા તમ માત તાતના વિચાર; ત્યારે સોમદત્ત કહે નારી સુણો સાચી કહી એ વાત; હવે હું પરદેશે પરવરૂં, ધન લાવું અસંખ્યાત; મેહેણું ટળે માબાપનું, સફરે જાવુ સત્વાર; સફરે જઇ આવ્યા પછે, સુખ ભોગવશુ નાર. ત્યારે નારી ...

સુણ નાવલા, મેં ખોટું કીધું કામ; માગ પરૂપંચ મુજને ન
ડચા, તમો જવા કરોછો ગામ. મેં એ વાત શાંને કરી, તમ આ
ગળ ભરથર ન કહ્યું હોતતો જાત નહી, સાને નીકળત ઘ
રની બાહેર; હવે તમ વીના કેમ ચાલશે, ઘડીએક વરસ સો
થાય, તમ વિજોગે ફાટી પડું, એકલાં કેમ રેહેવાય. એમ કહી
ને કળકળે, રૂદન કરે બહુ નાર, થનાર હસે તે થાશે સહી, જ
વા નહી દઉં ભરથાર. કંથ કહેરે કામની, શાને દુખ પામે મન
ની થોડા દિવસમાં આવીશ, રળીને ઝાઝું ધન. એકવાર જવા
દો મુને, ફરી નહી કહુ બીજી વાર; મારા સમજો કામની, ને
તે ભરો જીગ ધાર. નારી કહે સુણો કંથજી, તમ વીના ઓશી
યાળી થાઉં; તમ વીજોગે હું સહુ તજું, પાન ફળ નહી ખાઉં,
હાજર રેહેવું શાસરે, પલંગ તજું ભરથાર; ખટરસ ભોજન ન
નહી કરૂં, શણગાર ધરૂં નહી લગાર. વેહલા વળજો નાવલા,
જોઉ છું તમારી વાટ; જ્યારે તમને દેખશું, ત્યારે ટળશે ઉચાટ. ૩૨

## ચોપાઈ.

મનમાં નારી ચીંતવે આપ, ક્યારે ગરમાંથી જાએ પાપ; પણ
મોહોડે કાલા વાલા કરે, તે તો સ્વામી સાચું ધરે. ૧ એમ ક
હી સુતાં નર નાર, એટલે થયું ત્યાં સવાર, શ્રીમદત ત્યાંથી ઉ
ઠી સહી, અસનાન દાતણ કીધુ તહી. ભોજન કરવા બેઠાં માતને
તાત, સાથે બેઠા પાંચે ભ્રાત; ત્યારે શ્રીમદત કહે પીતાજી સુણો,
એક વચન કહુ તેની હા ભણો. વાહાણમાં માલ ભરૂ અપાર,
પરદેશે જઈ કરૂં વેપાર; તે માટે અમને આજ્ઞા દીજીએ, સુ
ભ મુહુરત જોઈ પંથ લીજીએ. તારે બોલ્યાં માતને તાત, અરે
પુત્ર તું સાંભળ વાત; શા માટે પરદેશે જાઓ, એવડું દુઃખ તે
શાને ચાહો. આપણે દ્રવ્ય છે અપરમ પાર, આંખ આગળથી
જાઓ બાહાર; મારી વરધ અવસ્થા થઇ, બાહાર જાવું ઘટે ન
હીં બીજા તો છે નાના કુમાર, તમારે માથે છે સઉ ભાર; એ
ને સમજણ થાય જાહરે, તમો વીદેશ જાજો તાહરે. તારે પુત્ર
કહે જઇશું અમો, શાને ના કેહો છો તમો, થોડા દીવસમાં આ
વશું, જસ અતિ ભાંબેરો લાવશું. માથે માબાપ બેઠાં છે સાર,
ત્યાં સુધી જવાશે બહાર; પછે ચીંતા અદકી થાય, ત્યારે અમ
થી ક્યાંથી જવાય. માટે અમને આજ્ઞા દીજીએ, હવે અમે પં
થ લીજીએ; તારે માબાપે વીચાર્યું મન, હવે કહ્યું માનવાનો

નહીં તન. માત પીતા કહે વેહેલા આવજો, કુશળ વાત પેહેલી
કહાવજો; પછે પંડિતે મહુરત જોયું સાર, આજથી ચોથે દાહા
ડે નીરધાર. વાહાંણની સજાઇ કરી, જાણસ માલ તેમાં બહુ
ભરી; ઘર ગુમાસ્તા થયા તઇયાર, ચાકર નફર અપરંમપાર.
હવે સવારે નીસરવું સહી, પીતા પ્રત્યે વાણી કહી; ત્યારે
શોમદતે વાણી કહીં, રાતે કુટંબ મળ્યુ બહુ તહીં, ભાઇ ભો
જાઇ પણ બેઠાં પાસ, શોમદત કેહે આણી હુલાસ; જેને જે
જોઇતું હોય સાર, તમો તે લખવો નીરધાર, શું જોઇએ તે
કોહોને તમો, નીશ્ચય કરીને લાવું અમો; ત્યારે બોલી તેની મા
ત, શાંભળ પુત્ર માહરી વાત. એક નઉતમ સારૂ લાવજે ચી
ર, જેમાં સાત રંગનું હોય હીર; તારે બેહેન કેહે સાંભળજે ભા
ઇ, જે કાંઇ હોય લાવજો નવાઇ. ભાઇ કેહે તમને ગમતુ જેહ,
નવલ વસ્તુ કાંઇ લાવજો તેહ; જેને જેવું ગમતું મન, તેણ
તેવું કહયું વચન. સરવેનાં લખી રાખ્યાં નામ, જેને જેવું હ
તું કામ, તે કાગળ રાખ્યો પોતા કને, પછે ગુમાસ્તા પ્રત્યે વા
ણી ભણે. જાહારે આપણે આવ્યાનું થાય, તે વખતે સભાર
જો ત્યાંય; એટલે રાત પડી જાહારે પોતે મેહેલે આવ્યો તાહારે;
પછે બોલ્યો નારીની સાથ, સાંભળ અસ્ત્રી મારી વાત; તહારે
જોઇતું હોય જેહ, માહારી પાસે મંગાવો તેહ. તારે નારી બો
લી વાણ, એ જુઠી વાત શાને કરો જાણ; સાંભળો સ્વામી ચતુ
ર સુજાણ, અમને તો લેખામાં નહીં આણ. સરવને આંણો
આપશો સહી, મંગાવું તે તમો લાવો નહીં: ત્યારે શોમદત
કેહે સાંભળો વાણ, તુજને તો સોંપ્યા છે માણ. સરવનું પુછી
લાવશો સહી, તમારૂં પ્રથમ લાવશુ અહીં; ત્યારે નારી કેહે સાં
ભળો ભરથાર, એક માહારા મનનો વીચાર. માહારા મનમાંછે
બહૂ ભાવ, માહારે એક જાણશાનો છે અટકાવ. ગુમાસ્તા પાસે
મંગાવશો નહીં, તમો જાતે લેઇ આવશો સહી. કોઇ ન જા
ણે તેનું નામ, માહરે છાનું છે તેનું કામ; ત્યારે કંથ કેહે શું
કહો તમો, છાનું માનુ લાવી આપશું અમો. ત્યારે કેહે સાં
ભળો ભરથાર, મારે સ્ત્રી ચરીત્ર જોઇએ આ ઠાર. જો લાવો તો
લાવજો એહ, ત્યારે હું જાણીશ પુરો સ્નેહ. પણ હું એટલુ
જાણું છુ સ્વામી જે મારૂં થવાનું નથી કામ; બજાનું લેઇ આ
વશો સહી, મારી વસ્તુ લાવવાના નહી. ઘેલી નારી તે બોલું

કહયું. તારી વસ્તુ લાવ્યા વીના કેમ રહું, કાગળમાં લખી લી ધું તેહ, નારીએ મંગાવ્યું જેહ. ૨૮

દોહરા.

વાત કરતાં રાત એમ વહી ગઇ, થયું તે સહવાર; સોમદતે ઉઠી ક રી, અશનાંન કર્યુ તે ઠાર. ભોજન કીધાં ભાવતાં જવા થયા તઇયાર, માબાપની આગ્ના લેઇ કરી, સહુને કરયો જુહાર. શુભ શુકન વંદી કરી, ચડયા પોતે ત્યાંવાહાંણ; સહુ વળાવી પાછા વળ્યા, ઘર ભણી નીરવીણ; સ્ત્રી કહે બલા ગઇ, પરદેશ ગઓ ભરથાર; કલોલ કરીશું કરારમાં, હુંને મારો જાર. હવે વાહાણ ચાલ્યાંછે જોરથી, ભરદરીઆ મોન્જેર; સાતમાસ એમ વહી ગયા, એક ન ગ્ર આવ્યું તે ઠાર. વાહાણ જઇ ત્યાં નાંગરયાં હરખ પામ્યા મનમાંય; માલ ઉતારયો તે શેહેરમાં, વેચવાનો છે સરવ; સોદા કરાવે દલાલ મળી, લો મનમાંના દ્રવ. તે ગામમાં એક વાણીઓ, ભુલાશા પારેખ નાંમ; તે ભારે માણસ અતી ઘણો, સહુ આગ્ના પાળે તે ઠામ. તે ગામમાં ડાહ્યો ઘણો, સહુ પુછી કરેછે વાતઃ સોમદતે મીત્રાઈ કરી, તે વાણીયા કેરી સાથ. ત્યાં ખાવું પીવું એકઠું શતું તેને ઘેર; પછે વાત રાતેકરે કેવી થઇ ત્યાં પેર. ત્યાં માસ ચાર એમ વહી ગયા, ત્યારે વેચ્યો માલ; નવો ભરયો તે વાહાણમાં, પછી વીચારયું તતકાળ દાણ મેહુલ ચુકાવી આપી યું, કીધા સહુના હીસાબ; જવાને તતપર થયા, ત્યારે વીચારયું મન આપ. પેલો કાગળ પેટી માં હતો, તે વેળા કાહાડો બાહાર; તે ગુમાસ્તાને આપીયો, તમો જુઓ બજાર. વાચી વસ્તુ સઘળી લીએ, આપો મુલ મોંઘા માગ્યાં દામ; સઘળી વસ્તુ લાવો અહીં, એટલું કરી આવો કાંમ. કહીતી પેલી અસ્ત્રી એ, તે કોઇને નવ કહી વાત; તે કાગળ આપ્યો નહીં. વસ્તુ લાવશું આપણે હાથ ગુમાસ્તો ગયો બજારમાં લાવ્યા સઘળાં નેવસ્ત, સહુ તે આવ્યો વાહાણમાં, સોંપી સોમદતને હસ્ત. પ છે હરખ પામ્યો મન વીષે, પોતે ચાલ્યો બજાર; અસ્ત્રી ચ રીત્ર પુછયુ જઇ, પણ કાંઇ નવ મળ્યું લગાર. જે સાંભળે તે વીશમે પડે, સહુ મનમાં જાણે એમ; આ મુરખ કોઇ દીસે ખ રો, મોટાને કહીએ કેમ. ગામ મધે ફરી વળ્યો. પણ કોઇએ કહી નહી હાય; અરે દઇવ હવે શું હવે શું કરૂં અસ્ત્રી ચરી ત્ર મળશે ક્યાંય. એમ ચાર દીવસ ફરયો સહી, મુકી મનની

આશ; પછે મન વીચારી આવીયો, ભુશા પારેખની પાશ. શેઠે માન દીધું ઘણું, જાણી મોટાનો તંન, હાવ ભાવ કીધો ઘણો, સંતોખ્યાં બેઉનાં મંન.

## ચોપાઈ.

શેઠ કહે ભલે આવીઆ, આજ હમારે મન ભાવીઆ કાંઇ એક કાજ અમ સરખું કહો, સુખે ઘર તમારૂં રહો. શોમદત્ત બોલો વાણ, કાલે ઉપડવાનાં વાંહાંણ; માટે બોલ્યું કરજો માફ, તમ ઘર સુખ પામ્યા બહુ આપ. શેઠ કહે માયા તમારી ઘણી, કેમ આજ્ઞા આપુ જાવા તણી; થોડા દાહાડા તો રહો સહી જવાની ઉતાવળ કેમ થઇ ત્યારે કુંવર બોલ્યો છે વાણ, માલ ભરચાં છે સહુ વાહાણ; બીજા બંદરે ફરવું સહી જોઇતી વસ્તુ મળતી નથી. ત્યારે શેઠ કહે શું તેનું નામ, જે જોઇએ તે મળશે આ ગામ; બીજા મુલકમાં જે નવ નીકળે, તે વસ્તુ અહીંયાંથી મળે તમારે જે જોઇએ તે કહો, તે અમારી પાસે માગી લો; તે પેદા કરીઆપું સહી, તેની વાણી શેઠે કહી- ત્યારે બોલ્યો વીરચંદનો તન, સાંભળો શેઠ માહારૂં વચન; અસ્ત્રી ચરીત્ર જોઇએ છે સાર. તે ગામમાં નથી મળતું લગાર. અમો ફરીને થાકયા સહી, કોઇએ હા કેહેવાઇ નહીં; તે શેઠ સાંભળી વીસમે થયો, પછે બોલ કુંવરને કહ્યો, પ્રથમ મન કરચો પીચાર, રખે મસ્કરી હોય લગાર; વળી સેઠ એમ બોલ્યા વાણ, સાંભળો સોમદત્ત ચતુર સુજાણ. તે વસ્તુનો શો અટકાવ અસ્ત્રી ચરીત્ર ઉપર કોને ભાવ; ત્યારે સોમદત્ત બોલ્યો વાણ. અસી મારી ચતુર સુજાણ. સતી સાચવી પુરણ પ્રીત, તે રામાની એવી રીત; મેં કહ્યું તારે જોઇએ તે મંગાવ, જે ઉપર તારો હોય ભાવ. અમે વિદેશ નિકળ્યા જયાહરે, કામની કહ્યું તાહરે; કહ્યું સ્વામી વેહેલા આવજો, મારે કાજે અસ્ત્રીચરીત્ર લાવજો; આ ગામમાં ફરી ફરી થાકયા સહી, આ ગામમાં તે મળતું નહીં. હવે અમે જાશું બીજે ગામ, સોધી કાઢું અસ્ત્રીચરીત્રનુ નામ જો જડશે તો જવાસે ઘેર, નહીતો ખાઇને રહીશું ઝેર; તારે શેઠ સમજો મન મોઝાર, પૂરૂષ મુરખ છે ગુમાર. હું મોટો જાણતોતો સરવથી, પણ મુરખ એથી બીજો કોઇ નથી; પછે શેઠ ત્યાં બોલ્યો વાણ, સાંભળો સોમદત્તજી ચતુરસુજાણ. એ વસ્તુ અમારી પાસ, અમો તમારી પુરૂં આશ; એ મથવીમાં

શોધ્રી નહી જડે, તે મારે ઘેરથી નીકળે. અમો બીજાને કહી એ નાય, પણ તમોને ના કેમ કેહેવાય; પણ એ વસ્તુ તો ભારે સહી, ઉતાવળે હાથ આવે નહી. માટે કહુ તે કરોની પે ર, વાહાણ ગુમાસ્તા મોકલો ઘેર; તમો અમારે રહો ધ્રામ, થો ડા દાહાડામાં કરશું કામ. ત્યારે વિચારી તેણ વાણ આવ્યા પાછા જ્યાં છે વાહાણ; ગુમાસ્તા પ્રતે બોલ્યા એમ, કહો હવે કરીશું કેમ. તમો વાહાણ હંકારી જાઓ, હવે તમો શીદ ખો ટી થાઓ; અમો ગુપ્ત જાત્રા માની છે સહી, અમો આહીંયાંથી જઇશું સહી, સહુ હીસાબ સોંપજો બાપને હાથ, માંડીને કેહેજો સઉ વાત; આજ કાલમાં પોતે આવશે, તેથી તેને ચીંતા નહી થશે, એમ કહીને વાહાણ વળાવ્યાં સાર, પોતે આવ્યા સેઠને દ્વાર; સેઠ કહે સુખે રહો આ ઠામ, અસ્ત્રીચરીત્ર લઇને જાજો ગામ. એમ કહીને ઠેકાણે થયા, સોમદત સેઠને ઘેર રહ્યા; વા હાણ ત્યાંથી પોત્યાં ઘેર, તેને માંડી કહી સરવે પેર, ૨૩

દોહરો.

આઠ માસ એમ વહી ગયા, ભુલા પારેખને ધ્રામ; ત્યારે સોમદત એમ વાણી વદે, શેઠને કરચો પ્રણામ. શેઠ તમો આ પ્યું પેંદા કરી અસ્ત્રી ચરીત્ર; ઘેર નારી વાટ જોશે ઘણી, ત્યા થઇ જાશે વીપરીત. ત્યારે શેઠ કહે સાંસતા રહો, કરૂં તમારૂં કાજ; એક ગુણકા ગુણની આગળી, જેનું ગુણવાલાહા છે નામ બોલાવી તેને તે સમે, જેમાં બહુ ચતુરાઇ કામ; તે પરપંચ ભેદ જાણે ઘણું, તેણે આવી કરચો પ્રણામ. શો હુકમ છે શેઠ જી, તમ વચનની બાંધી રહું; અરજ કરૂં તમ વાતથી કહો તો સુરતક ૨૩. ત્યારે શેઠ કહે ગુણકા સુણો, તમો છો ચતુર સુજાણ, કામ તમારૂં છે સહી, તે કહું તમને વાણ. શેઠ આ વ્યા છે ગામ તણા. જાણો અમારો સરદાર; અસ્ત્રી ચરીત્ર એ ને આપવું, માટે તેડી જાઓ એને દ્વાર, ત્યારે સલામ કરી ગુણકા કહે, એ અમારૂં કામ; સમજી મન ગુણકા સહી, એ ગં તે મુરખ નામ. પછે સાથે લીધા શેઠને, આવી પોતીકે ધા મ; કોણ દેશમાં રહો તમો, શું છે તમારૂં નામ. ત્યારે સોમ દત કહે સાંભળો, અરે ગુણકા ગુણવાન; અમો વાહાણવટીના પુત્ર છીએ, સોમદત છે મારૂં નામ. અસ્ત્રી અમારી ઘેર છે, તે ણે મંગાવ્યુ છે એક; અસ્ત્રી ચરીત્ર લઇને આવજો, તમને

કહું છું તેહ. સમજી તેનું શાણપણ, ડાહાપણ ઉડી વાટ; અરે ચીંતા શેઠ કરશો નહી, ટાળુ તારો ઉચાટ. અસ્ત્રી ચરીત્ર મુજ કને છે સહી, તે આપીશ તમને સાર; ધીરજ થકી મળસે સહી ઉતાવળ નહી થાય લગાર. તે શેઠ ગુણકાને ઘેર રહ્યા, વપુએ વીચારી વાત; શેઠ ચરચા જુએ ઘર તણી, એમ વહી ગયા માસ સાત. ત્યારે સોમદત કહે ગુણકા સુણો, અમને આપો અસ્ત્રી ચરીત્ર; માસ સાત તો વહી ગયા, એતે ક્યાંની રીત; ત્યારે ગુણકા કહ્યુ તે કરે, થાઓ નારીને રૂપ; તોઅસ્ત્રી ચરીત્ર દાખવું, થાજો ભારેખમ ભુપ. સોળ શણગાર અંગે ધરો, પેહેરો નવરંગ ચીર, તેને પુરૂષ કોઇ ઓળખે નહી, જાણે શુદ્ધ નારી નું શરીર. વરસ સોળમાં સુંદરી, ભરજોબન સુંદર વેશ; દ્રસ્ટે દેખતાં ધીરજ રહે નહી, ત્યાં થાય કામ વેશ. તે ગુણકાએ કર ઝાલીઓ, લઇ ગઇ પોતીકે સાથ; તેને ગુણકાએ પોછવી, સમજાવી સહૂ વાત. જે કેહેતે હા કેહેવી સહી, ચરચા જોતો રાત દીન; તમને સ્ત્રી ચરીત્ર મળશે સહી માનજો સત્ય વચન. ૨૦

## ચોપાઈ.

એમ સમજાવી એર ગુણ વાત, તેડી ગઇ પોતીકી સાથ; શીવદત શેઠ છે વેહેવારીઓ, નગર બાંધ્રામાં જુગ જાણીઓ. ઘણી લક્ષ્મી ઘણાં ઘર સુત્ર, પ્રતાપચંદ તેનો એક પુત્ર; તે લાડકવાયો એકનો એક, વપુએ સુંદર,વડો વીવેક. તે વાહાણ ભરી વીદેશ ગયો, તેને બાર સંવત્સર જોતામાં થઓ; તે તણી ઘરમાં છે નાર, સુંદર રૂપને ગુણ ભંડાર. માનુની તે સરવેમાં ડાહી,લક્ષણ વંતીને લાડકવાઇ; સસરો પુછી કરે સહુ વાત, કારભાર સહુ વહુને હાથ. રતન માલછે તેનું નામ, ગુણ જાણે છે બાધું ગામ; તે શ્રીમતછે મોટો સાહાય, ગામ બધાનો ચુકવે ન્યાય. ગુણકાએ મન વીચારી પેર, તેડી ગઇ તે શાહાને ઘેર; ગુણકાએ ઝાલ્યો તેનો હાથ, તેડી લાવી જ્યાંછે સહુ સાથ. ગુણકાએ જઇ કરયો પ્રણામ, જ્યાં બેઠો શીવદત તે ઠામ માહારાજ એક છે માહારે કામ, આવી જાણી શાહુકારનું નામ. આ સાહુકારની કો છે નાર, સસરો તેડી લાવ્યો આ ઠાર; મુને કહ્યુ આને રાખો તમો, એના વરને તેડી લાવું અમો. મારો પુત્ર ગયો પરગામ, તેને તેડી લાવું આ ઠામ; તે પુત્રની વહુ આ થાય, એમો ગણાતા આણું કરવાય. સાથે એને તેડીને જાઉ, માટે તમુ[illegible]

ર ભુંડીને જાઉં; અમો પુત્રને તેડી લાવું જાહરે, એ વહુને તેડી
જશું ત્યાહરે. તેનો સસરો તુકી ગયો, માહારા મનમાં અંદેશો
થયો; એનો રાખ્યું અન કેહેવાય, મારાથી તે કેમ રખાય. હમો
છીએ ગુણકાની જાત, આગ શેહેરમાં આવે નાથ; નહીંયતો
અમને કહે, ગુણકાનો ઘરમાં કેમ રહે. તમો શાહુકાર છો સરવ
થી, તમારી આગઋમાં બાકી નથી; માટે અહીં રાખો તમારે
ધામ, એટલું અમારે કરવું કામ. એનો ધણી સસરો આવશે જા
હરે, તમ પાસેથી લેશું તાહરે; એ વાતના લખ્યાં ત્યાં કીધ, પ
ચ મળી પરમાણજ કીધ. શાહુકારથી ના કેમ કેહેવાય, સુખેથી
મુકી જાઓ આંહ; અમારા પુત્રની વહુ છે જેહ, તેના પાસે રે
હેશે એહ. એવું કહીને રાખી પાસ. ગુણકા આવી પોતીકે આ
વાસ; તે સસરાએ બોલાવી વહુ, વાત માંડીને કહીછે સહુ. ત્યા
રે વહુએ ઝાલ્યો તેનો હાથ, તેડી લાવી પોતાની સાથ; આ
વો બેસો સુખે રહો, કામ હેય તે અમ સરખું કહો. હવે રતન
માલ જે છે નાર, ચતુર છે તે અપરમપાર; નખ શીખ તેને
જોઇ સહી, પછે મન વીચાર્યું તહીં લક્ષણ જાતાં અપરમપાર
એ પુરૂષ છે નથી એ નાર; પરીક્ષા પુરી કરી સહી, નીશચે
પુરૂષ એ નારી નહીં; શું કપટ પણું કરવા એ કામ, રમવા
ને આવ્યો માહરે ઠામ. ૧૦૭

રતનમાલ વળતું વદે, સાંભળ નારી વાણ; સાચું બોલશો તો
જીવશો, જુઠે બોલશો પ્રાણ. નારી નથી તું નર છે, મેં નીરખ્યા
જાયાં એધાણ; કપટ કરી કેમ આવવું પડ્યું, સાચી કે
હેને વાણ. કટાર કાઢ્યો એક ચળકતો, ક્રોધ કરીને રીશ, સા
ચુ બોલ તું કોણ છે, નહીંતર છેદું શીષ. તે બીન્યો બાપડો
વાણીયો, થર થર ધ્રુજે દેહ; આંખ ઊંચી અઢી ગઇ, પછી બો
તો કહે. જો ગમે તો માર તું, દયા આવે તો ઉગાર; હું કપ
ટથી આવ્યો નથી, તે સાચું કહું વીસ્તાર. હું વહાણવટાનો પુ
ત્ર છું, આવ્યો ભરીને વહાણ; તું સરખી નાર છે માહરે, તે
ણે કહીતી મુજને વાણ. મારે કાજે શું લાવશો, પરદેશ જાઓ
ભરથાર; મેં કહ્યું જે ગમે તે કહો, લાવતાં ન લગાડું વાર. ક
હ્યું અહીં ચરીત્ર લઇ આવજો, વચન આપ્યું હાથ; ત્યાંથી આ
વ્યા પરદેશમાં, તે સાચી માન તું વાત. મે માલ બધો વેચ્યો સ
હી, પછી નવો ભરયો મે માલ; અહીં ચરિત્ર જોણું આ મા

મમાં, પણ કોઇએ ન કહી ભાગ. પછી ભુલા પારેખ આ ગામ માં, તેનો રૂડો વેહેવાર; તેણે કહ્યું તમે રહો સહી, અસ્ત્રીચરીત્ર આપું નીરધાર. એમ સાંભળી હું હરખીઓ, વળાવા દીધાં મે વહાણ; અડ મહીના એમ વહી ગયા, ત્યારે ભુલા પારેખ ને કહી વાણ. શેઠજી દહાડા ઘણા થયા, કયારે કરશો અ મારૂં કામ; ત્યારે ગુણકા બોલાવી તે સમે, જેનું ગુણવાડ છે નામ. તેને શેઠે વાત સરવે કહી, ત્યારે ગુણકાએ વીચારી પેર; કહ્યું અસ્ત્રી ચરીત્ર આપું અમો, તો આવો મારે ઘેર. ગુણકા સાથે અમો ગયા, ત્યાં પણ રહ્યા માસજ સાત; કહ્યું અસ્ત્રીચરીત્ર આપો હવે, ત્યારે ગુણકાએ કહી વાત. મને કહે નારી થા તાત સો, આવો મારી સાથ; સમજાવ્યો સઉ સાથને, સોંપી તુજ સગાને હાથ. એ હકીકત માહરી, જુગી વાતે ઇશ્વરની આણ; હવે તુજ સરણ આવ્યો સહી, ઉગારો કે હરો પ્રાણ. ૧૬

વાત સાંભળીને હરખી નાર રતનમાળે કીધો વીચાર; મુરખ નથી આ રો એછે રાંક, નથી એ વાણીઆનો વાંક. શા માટે હવે એ ને હણું મનમાં તે વીચાર્યું ઘણું; એની પુરીપાડું હુ આશ, પ્રીત કરી રાખું મુજ પાસ. હવે તન મન ધન એને અરપીએ, જોબનનો લાવો લીજીએ; વળી અસ્ત્રીચરીત્ર દેખાડું સહી, ને બગાહર કરૂં અમે અહીં. નારી પછી બોલી ત્યાં વાણ, શેમચંદજી તમો ચતુર સુજાણ; અસ્ત્રી ચરીત્ર આપું હોલાવ, તેતો છે અમારી પાસ, શાને ખોળો છો બધું ગામ, થાશે અમારાથી એ કામ, હવે ખાઓ પીઓને રંગે રમો, ભોજન સુજમાં બેશીને જમો. એમ કહી સંતોખ્યુ મન, ધસીને લીધું આલીંઘન. રાતે ભોગ ભોગવે અપાર, દીવસે થઇને રહેછે નાર; એમ ઘણો દીવશ ગયાછે વહી, તે વાતતો કોઇ જાણે નહી; વરસ એકથયું જાણે, શું કઉતક થયું તાહરે. વીદેસગઓડુંતો તેનોભરથાર, તેસફરકરીઆવ્યોતેઠાર; લાવ્યોઅલેખેઅદકુધંન' પ્રતાપચંદ શીવતણો તન. વધામણી આવી જેટલે, શીવસત શેઠ હરખ્યા તેટલે; હરખીને આવી તેની માત મોતીથાળ ભરી લઇ હાથ. તેર વરસે ગયો આવ્યો તન, માબાપનું ઘણુંહરખ્યુ મન, વધાવી લીધો કુમાર, તેડીને આવ્યા ઘર મોજાર. સજન કુટંબ સરવે સહી. મળવા તે આવ્યાછે તહી; માહજન નગરના લોક, મળ્યા ભેટયા સહુ ટાળી શોક. કરણે કુંડળ જળકે જોતાં કટી સ

શીના જેવી ઉપીત, વાહાણ સાત અમોતો લઇ, ચાળીસ વાંહાં ણ કમાંઓ તહીં તે વાહાંણ હજુ કાંઠે નાગરાં, તેમાં માલ અ પરમીત ભરયા; પીતા પુત્ર બેઠાછે પાસ, કરવા માંડી વાત પ્રકા શ. કેહે પુત્ર તાહારૂં વ્રતાંત આજ તેર વરસની ભાંગો બ્રાંત; તે સાંભળવાનુછે અમો શો ગરથ કમાઆ તમોં. કાણુકોણ સાથે આગત કરી, ચાળીસ વાંહાંણ કેમ લ.વ્યા ભરી; શોશો માલ તે માં ભરયો, આજ તેર વરસની વાતો કરો. પુત્ર કેહે સાંભળીએ તાત આજ હમો નહીં કરીએ વાત; આજતો અમને આગના દીજીએ, વીતીવાત કાલે કીજીએ. આડતીઆનો જે હીસાબ. તેતો સહુ વાંહાણે કીતાબ; તે માલ સરવે નાખ્યોછે સહી, કાલે તમને દેખાડાવીશું અહીં. આજ રજા આપોતો મેહેલમાં જાઉ, ઘડી ચાર સુતો સુખીઓ થાઉ; એવે પડીછે ત્યાં રાત, આગના આ પી પુત્રને તાત. સહુ સહુને ઠેકાણે થઆ, પ્રતાપચંદ તે મો હેલે ગઆ;

## દોહરા.

તારે નારીએ વિચારીયુ, જે આવ્યો મુજ ભરથાર; પેલો પુરૂષ ઘરમાં હતો તે સાથે કરયો વિચાર. તમો ગુપ્ત ઓરડામાં બે શી રહો. જેમ ન આવે જાસ; માંહે અસ્ત્રી ચરીત્ર દાખવું ત મે જોયાં કરો આંપ. એટલે કંથ ત્યાં આવીયો, નારી લાગી પા ય, આજ તેર વરસે સ્વામી મળ્યા, મારે હઇડે હરખ ન માય ધન દીવશ મારો આજનો, જે ઘેર આવ્યા ભરથાર; તમો અ અમારે કાજે શું લાવીયા, તે આપો કર મોઝાર. ત્યારે કંથ કહેરે કાંમની તું વાહાલી મુજને પ્રાણ, એક તારે વાસ્તે લાવ્યો સહી બાકી તો છે વાહાણ. નવી નવી વસ્તુ લાવ્યો બહુ, જે નવ આવ્યું હોય દીઠા માંહે; તે સહુ પડી છે હજી વાહાણમાં કાલે લાવશું ઘર માંહે. ચીર લાવ્યો એક ચમકતા, હીરા રત્ન જડાવ; બહુ મુલ મોંઘું ઘણું, ઝાઝુ મોતીડે જડાવ. સવાલાખ રૂ પીઆ આપીયા તે તમારે કાજ; તે લઇ મુખ આગળ ધરયું, લ્યો પ્રેમદા તમે આજ. તે જોઇ હરખી પ્રેમદા, લીધું પોતીકે હા થ, ખાનપાન કીધાં ઘણાં, પછી કીધી વીતકની વાત. ભોગ કીધા ત્યાંહાં ભાવતા, સુતાં સુખે સેજ; જાણે સુરજ પ્રગટ થયો એવું તપે કુંવરનું તેજ. નીદ્રા વશ થયો જાહરે, સોડમાં સુતી ના ર; હાથ ગળેથી કાઢીયો, ઉઠી નારી તેવાર. ભર નીદ્રાવશ કંથછે,

વિચાર્યું નારીએ તે ઠામ; મુરખ જાત એ માનુની, પછે ત્યાં શું કીધું કામ. ૧૨.

### છપો.

મુરખમાં મુરખ તે નાર, અહંકાર અતિશે આણે; મુરખમાં મુરખ તે નાર, મમત પોતીકો તાણે. મુરખમાં મુરખ તે નાર, દયા ન આવે તેને કદી; મુરખમાં મુરખ તે નાર, વાત નવ મુકે લીધી; સુરો પુરો રાજવી, રંગ રૂપ તેને કશો; તે વીનતાને મન કશો, વાહાલો એને મનવશો. ૧

### ચોપાઈ.

તે નારીએતો અતી મુરખપણું, પછી શું કામ કર્યું તે નારીએ ઘણું; ભરનિદ્રામાં દીઠો ભરથાર, કાઢયો કામનીએ કટાર. ઢીંચણ મુકયા છાતી ઉપરે કટાર લઇ મુકયો છે ગળે; મોંહે પરપોટા આવ્યા સહી, જીવ ગયો તેનો તતક્ષણ તહીં. પેલો સોમદત્ત જુવેછે દ્રષ્ટ, ઘણું એક તે પામ્યો કષ્ટ; થરથર ધ્રુજવા લાગ્યો દેહ, ફટફટ નારી શું કીધું એહ. ચાદરમાં બાંધી ગાંસડી, માંથે મુકી બાહાર નીસરી; જઇ નાંખ્યો તેને દરીયા માંહે, પાછી આવી ઘરમાં ત્યાંહે. પછી બોલી સોમદત્ત મત્યેવાણ, એ અસ્ત્રીચરિત્ર જોયું નીરવાણ; ત્યારે સોમદત્ત કહે સાંભળ નાર મીથ્યા મારયો તેં તારો ભરથાર. એમાં તે અસ્ત્રીચરીત્ર શું કેહેવાય, તને મારતાં કેમ નહી આવી દયાય; હજી બાપને મહ્યો નહીં, સુખ દુઃખની વાતો કીધી નહી. ત્યારે નારી કહે સાંભળી સજો જાર, તારા ઘરમાં એવી છે નાર; અસ્ત્રીચરીત્ર નગાવ્યું સહી, એવાં પ્રાક્રમ કરે નહીં. ત્યારે સોમદત્ત કહે કહું શું કથી, મારા ઘરમાં એવી નારી નથી: સતી સાધવી છેરે નાર, એવુ કામ ન કરે લગાર. રતનમાલ કહે આવીશું તમ ઘેર, સઘળી બતાવશું તમને પેર; તને અસ્ત્રીચરીત્ર આપવાનો સાર, મેં મારયો મારો ભરથાર. હવે તમો કરો એક કામ, પાછા જાઓ ગુણકાને ધામ; વાત સર્વે માંડીને કહો. થોડા દહાડા ગુણકા ઘેર રહો. તે ગુણકાને લઇને સાર, પાછા પુરૂષ થઇ આવજો આદાર; એવો બોલ નારીએ કહયો, સોમદત્ત ગુણકાને ઘેર ગયો. વાત સરવે માંડીને કહી, એ વાત એટલેથી રહી; એટલે ત્યાં ઉગ્યો સવાર, ઉઠયાં સઉ સુતાં નરને નાર. શીવદત્ત શેઠ ઉઠયા ત્યાં સહી, બહુ વિચાર કરેછે તહીં; રતનમાલ પણ ઉઠી નાર,

ઘરમાં કામ કાજ કરે છે સાર. દીવસ પહોર ચઢયો છે સહી, શીવદત્ત સેઠ બોલ્યો તહીં; આજ ભાઇ કેમ ઉઠયા નથી. દીવસ ચઢી ગયો સરવથી. એક ચાકર બોલાવ્યો તે ઠાર. જાઓ કુંવરને ઉઠાડો સાર; કહીએ દીવસ ચઢયો છે ખરો, બહાર આવીને દાતણ કરો. આ રતનમાલ બહુ સુંદર નાર, તેણે રસોઇ કરી છે તઇયાર. આપણ બે ભોજન કીજીએ, આજ તેર વરસે લાવો લીજીએ. ચાકરે આવી કીધો સાદ, પણ કોઇએ નહી દીધો જવાબ; સાદ ઘણા એક પાડયા સહી, પછી ઓરડો ઉઘાડયો તહીં. ૧૭.

ઓરડો ઉઘાડયો ત્યાં સહી, નમળે શાહુનો તંન; પછો આવ્યો શેઠ કને, કરજોડીને કેહે વચન. ઓરડામાં તો કોઇ નથી, અમો જોયા ખુણા ચાર; સેજ સુની પડી તહી, પણ તમ પુત્ર ન મળે લગાર. ત્યારે શેઠે વીચારયું મન વીસે, ઉઠાડો હશે અવાર; પ્રાતસકાળે ઉઠી કરી, ગઓ હશે કાંઇ બહાર. વહુ પાસે સસરો આવીયો, બોલ્યો એમ વચન; કુંથ તમારો ક્યાં ગયો, પ્રાતસકાળે ઉઠી પાવન. ત્યારે વહુ કહે સસરા સુણો, શું વંઠયું આપણું કાજ; શું કરૂં માહારા તાતજી, મને કેહતાં આવે છે લાજ. લક્ષણવંતા એ લક્ષણ લહું, ખોઇ લાખ ટકાની લાજ; તે વાત તમ આગળ શું કહું. તમ પુત્રથી આવ્યાં વાજ. એમ કહી જળ નઇણે ભરયાં, સાંભળો સસરાજી વચન; હવે લાજ તમારી રેહેશે નહીં, એવું કીધું તમારે તંન. હવે ઇજત જશે સહુ લોકમાં, લુટાસે ધન માલ; આબરૂના થસે કાંકરા, એવું કરયું તમારે બાળ. કાલ રાત્રે આવ્યો મેહેલમાં, ત્યારે દીઠી પેલી નાર: તમો મુને સોંપીતી શેઠજી, જેના પરદેશ ગયો ભરથાર. ભરજોબન દીઠો ભામની, તેણે લલચાયું ત્યાં મન; મુને કહયું આ કોણ છે, એને લીધુ આલીંઘન. મે કહયું નાર છે પારકી, એનો પરદેસ ગયો ભરથાર; તે શાહુકાર જાણી સોંપી ગયો, એ નહી આપણો વેહેવાર. ત્યારે રીસ મુજપર કીધી ઘણી, દીધી અદકી ગાળ; ભોગવું હું એ ભામની, મને એ ઉપર બહુ છે ખ્યાલ. મારૂં કહયું માન્યું નહી, ને કીધો તે શું જાર; મારૂં અમગાનું શું ગજુ. પછી હું નીદ્રા વશ થઇ સાર. પછી સવારે ઉઠી જોયું સહી, તો નથી સેજમાં ભરથાર; બારણાં ઉઘાડયાં ઓરડા તણાં, નહિ પેસી ત્યાં

નાર. શું જાણીયે તે શું થયું. ક્યાં ગયાં રાંડને સાંઢ; સસરા જી સાચુ કહુ તુજને, જો ગમેતો મુજને ભાંડ. સસરો સાંભળી વીસ્મે થયો. સાચી વહુની વાત; સાસુએ પણ સાચુ માનાંયુ, પછી ઘસવા માંડયા હાથ. તે નારી લેઇ જતા રહયા, હવે શાં થાસે પેર; દીકરાએ દુઃખ દીધુ ઘણું, એ મોટો કીધો કેર. હા ય હાય હવે શું કરૂ, એમ શીવદત્ત કરે રૂદન, એ વહુનુ કહયું માન્યુ નહી, એવો મુરખ તન. ડાટ વાળ્યોરે દીકરા, અણઘટતુ કીધુ કામ; સઉ લોકને જવાબ તે શું દઉ, વેપારી આવ્યા આ ઠામ. હવે કયાં જઉને કયાં રહુ, એમ કહી કુટે છાતીને શીષ; રોવા લાગ્યો ડોસલો, પાડીને બહુ ચીસ. જુલમ કરયોરે રાતમાં, હવે શી થાસે પેર; કાલે કંથ એનો આવસે, વહુ માગવાને ઘેર. હવે ઝેર ખાઇને હું મરૂ, કે જળમાં જઇ ઝંપલાઉ; કે હૈડે ફાંસો ઘાલી મરૂ, કે હાથે વીખ ખાઉ. ૨૨.

**છપો**

ગયો વિદેશી જંન, કુશળ હોઈ એક દીન આવે; ગઇ આવે છે નાર, ગયું ધંક પણ આવે; ગઇ આવે વિદ્યય, જોદીન મત્યે આએ, એક ગયું ન આવે જોબંન, ઓ અવસર હોણુ કાજનો; શામળભટ સાચુ કહે, લોગ લાખેણો ગયો લાજનો. ૧

**ચોપાઈ**

હવે લાજ માહારી જશે. અરે વહુ હવેશી વલે થશે, આ જહીન સુધી હું તો નરો, આ દીકરાથી હું નવ ઠરયો. ત્યારે વહુ કહે સસરાને સાર, તમો દુઃખ ન ધરવુ લગાર; તે આવે ત્યારે કહેજો તેમો, તેને જવાબ દેશુ અમો. તેમો શાને વીખ ખાઇને મરો, ઉઠો હમણાતો ભોજન કરો; જે થનારૂં હોશેતેથશે, પરમેશ્વરને ગમશે તે હશે. તમારૂં નવ દેવા દઉનામ, હમો કરૂં એવું કાંમ; ત્યારે સસરો કહે વહુ સાબાસ, મારે તારી મોટી છે આશ, તું કુળમાં પ્રગટી રતન. મુરખ પેટ આવ્યોછે તન; અરે વહુ તુને લાગું પાએ, એવું કર જે જે શોભા નવ જાએ. એમ કહીને છાના રહ્યા, પછે ઉપાય તેની શા થયા; હીવશા પેડા થઆ જાહરે. ગુણકાએ શું કામ કરયું તાહરે. પેલા સોમદતને કહી એમ વાત, ચાલો હવે અમારી સાથ; પાછોપુરૂષ થયો તે ઠાંમ. જેનું સોમદત એવુ નામ. તે ગુણકાએસાથેલીધોસહી, આવી શીવતણું ઘરછે તહી; આવ્યો પેલી નારનો કંથ, જે ગયો

હેને વેગળે પંથ માટે એની કન્યા દીજીએ, તમને એશીંગણ શું કીજીએ; સાંભળી શેઠ તેની વાંણ, દેહમાંથી ગયો છે પ્રાણ. દીલગીર થઇ ગયો તે વાર, મુખે બોલાતું નથી લગાર; ત્યારે ગુણકા બોલી વચન, કર્યાં શેઠ ઉતરયું વદન. ફીકર કરો નાણુ જગભરો, વાણીઆ ઉદાશી શાને કરો; એમ પારકી વસ્તુ કેમ ઓળવાએ, એમ ફીકર કરેથી નહીં રખાએ. આપો નારી પછે મેલો શોક, નહી તો મેળવશું ગામના લોક; શાહુકાર જાણીને આપી નાર, તે માટે તમારો રાખીએ ભાર. જુઠા પડશો ને આબરૂ જશે, હાણ અશાર્થ જોતામાં થશે;

### દોહરા.

ત્યારે શીવદત શેઠ એમ બોલીઆ. શીદ ચઢાવો આળ; કરો ગાંભણી બોલો તમો, મારા જીને જંજાળ, સાચુ કહું સઉ દેખતાં, જુઠે ઇશ્વરની આણ; તે નારી તો લેઇ ગયો, અમારો પુત્ર સેતાન. તરત વીદેશથી આવીયો ઘરમાં રહયે. એક રાત; તે નારી દેખી મન ચળ્યું, તે લેઇ ગયો પ્રભાત. તેર વરસે આવીયો, મારો લાડકવાયો તન; જશ કીરતી લાવ્યો ઘણી, વળી લાવ્યો ઘણું એક ધન. ઘરમાં વહુ છે સાવત્રી વળી રૂપનું ધામ: તેણે શીખામણ દીધી ઘણી, પણ માન્યું નહિ તે સંતાન કબુદ્ધી થઇ કુંવરને, ઉપનો ખોટો મત; સુખ દુ:ખની વાતો કરી નથી, તેને લેઇ ગયો મુરખ જટ. હવે ગુન્હેગાર થયો તાહરો જે કહો તે સાંભળી રહું; જેમ મન માને તમ તણું જે કહો તે તમને દઉં. હવે સોર બકોર કરશો નહિ, ન જાણશે કોઇ લોક; કરજોડી હું કરગરૂ, શાંત પમાડું સોક.

### ચોપાઈ.

એવાં શેઠે કહ્યાં વચન, સાંભળી ગુણકાને ચઢી છે અગન; સેઠ જુઠુ બોલો છો તમો, રાવલે રાવ કરૂં છું અમો. મારે ધન માલ કાંઇ જોઇનું નથી, નારી એની આપો સરવથી; સેઠ કહે સાંભળજો વાણ. જુઠુ બોલું તો ઇશ્વરની આણ. બીજી વાતે મનાવું મન. અસ્ત્રી લેઇ ગયો છે તન; તું કહે તો આપુ શઉ વાહાણુ. તે વાતે સાખી શ્રી ભગવાન. ત્યારે સોમદત્તમાં ઠર્યું રૂદન, મારી અસ્ત્રી અતી પાવન; ધન માલને હું સું કરૂં એ અસ્ત્રી વીના તો નીશ્ચય મરૂં. એમ સોર બકોર થયો

જાહરે, ઘરમાંથી વહુ આવી તાહરે; અરે સસરાજી આ શી રઢ કેમ માંડી બેઠા છો વઢવાઢ. સસરાએ ત્યારે જોડયા હાથ, વહુ ને માંડી કહી સહુ વાત; ત્યારે વહુ કહે ઘરમાં આવો તમો એનું મન મનાવું અમો. ઘરમાં તેડી કહયો વ્રતાંત, ભગા તે દાશીની ભ્રાંત; એ ફજેતી કરસે આ વાર, લોક મેળવસે અપરમ પાર. એની સાથે જઇશું અમો, માટે હું કહું તેમ કરો તમો; એ કામ આપણું થાતું હોય, જેમ ના જાણે બીજું કોય. સસરે સાંભળી વહુનાં વચન, સાબાશ છે વહુ તમને ધન, શાબાશ છે તારી જાતને. સાબાશ છે તારાં માત તાતને. માનરૂ દુઃખ તમથી ન ખમાય, આબરૂ રાખવા તો તુ જાય; એવુ કહીને આવ્યા ત્યાંય, સોમદત્ત ગુણકા બેઠાં છે જ્યાંય. કહો ભાઇ હવે કરવુ કેમ, તમો બતાવો કરિએ તેમ; કહો તો ઘરનુ સોપુ સહુ, કહો તો દિકરાની સોપું વહુ. વહુ છે લક્ષણ ગુણ ભંડાર. અમારે પણ વહુનો આધાર; રતનમાલ છે તેનું નામ, કહોતો અર્પુ કરી પ્રણામ. ત્યારે સોમદત્ત કહે કેમ થાય, પારકી વસ્તુ કેમ લેવાય; વળી પણ ત્યાં બહુ ધન, ક્યાંથી ગમે મુજ મન. ત્યારે ગુણકા બોલી સોમદત્તની સાથ, માનો શેઠ કહે છે વાત; હોનાર વસ્તુ એમજ થઇ, બાકી સેઠનો વાંકજ નહી. સેઠ કહે જો માનો તમો, તો વહુ ઉપર પાંચ વહાણ આપુ અમો; સોમદત્ત કહે હવે કરીયે કેમ, તમે કહો છો તો કરીયે તેમ. બાકી અમારૂ મન તો માને નહી, પણ તમારી વાત રાખી સહી; તમો સેઠ શાહુકાર છો સાર, ઝાઝું કહીયે તેમાં નહી વેહેવાર. પછે પાંચ વાહાણને વહુ દીધ, એ વારતા લખાવી સંસીધ; શીવંત કહે અમારૂં બાહુ પાપ, અમને ઘણો લાગ્યો સંતાપ. દીકરો ગયોને વહુ પણ ગઇ, મારી પાસે રહયું નહી કંઇ; એ વહુ વડે મારૂં ઘર સોભતું, સુંદર સોભાથી આપતું. તેમાં સહુ ઉડી વાટ, દીકરાએ વાળ્યો બહુ દાટ; વહુ ગઇ અમારી સરતથી, માહારી આબરૂ જવા દીધી નથી. એ વહુએ મારી રાખી લાજ, નીકર માહારૂં કરત કોણ કાજ; સાબાશરે વહુ સુખીયાં થજો, કામ કાજ મુજને કહાવજો. ૨૦

## દોહરા.

તાહારે વહુ કહે સસરા સુણો, શાને દુઃખીઆ થાઓ; તમ અમ સબંધ એટલો, હવે સુખે મેહેલમાં જાઓ. એમ કહી પ

ઝે પડી, સાસુને લાગી પાએ; બોલ્યું ચાલ્યું મારૂં ગણસોનહી એમ કહીને થયાં વીદાએ. પછી ચતુરા વાંહાણમાં, સાથે ચડયો સોમદત; હવે કસ્તુરા વતી કહે રાયજી, એવી નારીની છે મત. હવે ત્યાંથી ચાલ્યા બે જણાં, ભર દરીયા મોઝાર; હવે ત્યાર પછી સું નીપન્યો તેનો કહુ વિસ્તાર. ચાલ્યાં વાહાણ તે જોરમાં, માંહુ બેઠા નરનાર; ત્યારે સોમદત કહે અસ્રી સાંભળો, મારા મનનો વિચાર. મારે ઘેર જવાય નહી, મારી અસ્રીની લાગેછે બીક; કેહે અસ્રીચરીત્ર લાવ્યા નહી, શું કામ કરવું એ ઠીક. વાહાંલાને આગળથી મોકલુ, મારૂં ન લાવ્યા લાગાર; ત્યારે શો ઉતર અમે આપીએ, મારે ઘેર કેમ જવાય. તારી અસ્રી પણ ભોગવે, પર પુરૂષ શું જાર; તમને ખબર તેની નથી. દખડાવીશું ભરથાર. નગર તમારૂં કેટલે, તે સાચી કોહોને વાંણ; નગર સમીપે આવે સહી. ત્યાં નાગરીએ વાંહાણ. તે હવે સમીપે આવ્યું સહી, યાંથી જોજન ચાળીસ, આગળ સસરાનું ગામછે, તે પણ યાંથી જોજન વીસ, ત્યારે રતનમાલ કેહે કંથજી. જ્યારે આવે સસરાનું ગામ ત્યારે અમને ચેતાવજો વાંહાંણ નાંગરશું તે ઠામ. તે નગરમાં ખબર કહાડજો, કદી પંહેરમાં [illegible] નર; જો અસ્રી ચરીત્ર દાખવું, જેમ મન માં [illegible] થાર. એમ કહી ને વાંહાણ હંકારીઆં, આવ્યાં જોજન વીસ; શોમદત કહે નારી સુણો, આ સસરાનું ગામછે ધીસ. વાંહાંણ નાગરાં તે બંદરે, પછે કરયો મંન વિચાર; પુરૂષ વેશ પોતે ધરયો, રતનમાલ જે નાર. મછવો મુકાવ્યો ત્યાં થકી, બેઠાં નરને નાર; ગુમાસતાઓ સાથે લેઇ, પછે આવ્યાસસરાને દ્વાર, શાગાનાં સાથે એક વાણીઓ. ત્યાં બેઠાં બેહુજણ હાર; પુછું તે વાણીકને, આ છે કોનો આવાસ. કોણ વેપારી એ વાણીઓ, તે બસ કેરો વિખ્યાત; એક દીપચંદ નામે વાણીઓ, શાહુકારમાં રૂડી જાત. વેહેપાર કરે છે વાંહાંણનો, જુગમાંછે બહુ વીખ્યાત; એને પુત્રી એક પરીવારમાં, કનકાવતી જેનું નામ. તેનો પીઉ ગયો પરદેસડે, માટે રેહેછે આણે ઠામ; વાતલો એવી સાંભળી, ચેતી ચતુર સુજાણ. ત્યાં થકી સહુ. આવ્યાં જ્યાં છે વાંહાણ; રતમાલ કહે કંથને રાતે જઇએ નગર મોઝાર. ચરચા જોઇએ તુજ નારીની. અસ્રી ચરીત્ર પમાડું પાર; પછે ખા

નપાન કીધાં તહી, એવી પડી ત્યાં રાત. મછવો મુકાવ્યો તે મે, ઉતરચાં બે જણ સાથ, ચરચા જોવા કારણ ચાલ્યાં ના રીને કંથ જોતાં જોતાં સંચરચાં જ્યાં છે મેહેલનો પંથ; મેહેલ જોયો તે નારનો, તછે ગયો તે પાછલે બાહાર; ત્યાં દા રડું બારીએ બાંધીયુ તે દીઠું નરને નાર. ૨૩

## ચોપાઈ.

નારી કહે ઉપર ચઢો સ્પષ્ટ, જઈ કરો તમે સઘળે દ્રષ્ટ; ત્યારે શોમદત કહે કેમ જવાય, મારી નાંખે મુજને ઘર માંય; તારે નાર કહે તારૂં નહી કામ, હું જઇને જોઊંછું તે ઠામ, એમ કહીને ઉપર ચઢી, જઈ બાહાર પછવાડે અડી. સરવે કા ઢ્યું ત્યાંઆંખડી તળે, જુવેતો જાર વળગ્યો છે ગળે. ભર નીં દ્રામાં સુતાં છે બે, વસ્ત્ર નથી નગ્ન છે દેહ તે જોઇને હેઠળ ઉતરી. સ્વામીને કહ્યું તે ફરી; ત્યાં ભરનિંદ્રામાં સુતી નાર, પાસે સુતો છે તેનો જાર. જાઓ ઉપર તમે ભરથાર, ત્યાં ન થી કોઇ મારનાર; જઈ જારનું કાપો શીશ અંતર ક્રોધમાં આણી રીસ. શોમદત ચઢ્યો તે વાર. સુતાં છે નારીને જાર; ભર નીંદ્રામાં [illegible] સહી, કહે વળગી સુતાં છે તહી; સોમદ તે જોયું તે ઠાર બીક બીકરે તુજને નાર; રતનમાલે કહ્યું તે સા ચું સહી, મેં મુરખે માન્યું નહી, હવે મુસ્તક કાપવા જાઊ જાયરે કદી જાગી ઉઠે તાયરે; તો મુને મારી નાંખે સહી; એમ કહીને પાછો ઉતરચો તહી. તારે નારી કેહે છે કેમ આવીયા, મુસ્તક કાપી કેમ ન લાવીયા; ત્યારે સોમદત કહે વરૂજે મુજ હાડ, મારાથી નવ થાએ ઘાત, ત્યારે કહે તું પુરો ગુમાર એ મ કહીને લીધી તરવાર; પછી પોતે ત્યાં ઉપર ચઢી, આવી જ્યાં સુતાં જારને સુંદરી. ધીરે ધીમે ગઈ તે દીશ, જઇને જા રનું કાપ્યું શીશ; ચોટલી તેની હાથમાં લેઇ, મુસ્તક લાવી હેઠળ સઈ, તે શીશ લઇને ચાલ્યાં બેય, દરીયા કાંઠે આવ્યાં તેહ, મછવાવાળાને બોલાવ્યો જાણ, પાછાં જઇને બેઠાં વાહાંણ નારી કહે સાંભળો ભરથાર, આ અસ્ત્રી ચરીત્ર નીરધાર; ઇ શકોતરીયામાં ઘાલ્યું ઉલ્લાસ, તાળું દેઇ કુચી રાખી પાસ. ત મો ઘેર જસો જાયરે, નારી પીયરથી આવશે તાયરે; અસ્ત્રી ચ રીત્ર [illegible] ભરથાર. આ મુસ્તક મુજને [illegible] સે વાત [illegible] રહી [illegible] નારીની [illegible]

લી રહી જાયરે, તે જાગી ઉઠી તાયરે. તે નારીએ કીધો મન વિચાર, ઘેર મોકલી દઉ મારા જાર; એન વિચારી જગાડતા ગઇ, તો મુસ્તક વિનાની કાયા સઇ. રૂધીર દીઠું અપરંપાર, નારી દુખ ધરયું અપાર; પછે મન વીચારયું સહી, મારા જારને કોઇએ મારયો અહી. પછે મનમાં એક ધરયો વિચાર, ચોકીવાળાએ મારયો જાર, પછે ચાદરમાં બાંધી ગાસડી; માથે લેઇ હેઠે ઉતરી. નાંખી આવી તે દરીયામાં જઇ, પાછા આવી ને ઘરમાં રહી, તે વાત કોઇ નહી જાણું લગાર; એટલે ત્યાં થયું સવાર. સોગ ધરે છે નારી સહી, એ વાત તો એટલેથી રહી; નાગરચાં વાહાણ જઇને ખાડીએ, વધામણી મેકલી બાપને, પેહેલાં વાયુ જોરથી ચાલ્યાં વાહાણ; આવ્યાં કોર કેરે સમીપે જાણ; ધાઇ આવ્યાં તે માતને તાત, સાંભળી પુત્ર આવ્યાની વાત. નગર લોક પણ આવ્યા સહી; માબાપ પુત્રને મળ્યાં તહી; ત્યાં રતનમાલ નારી છે જેહ, સાસુ સસરાને પગે લાગે તેહ. વહુ જોઇને હરખ્યાં માતને તાત, ઘેર આવ્યાં તે સરવે સાથ; ભેઠાં માત પીતાને તન. સહુ સાથે કીધાં ભોજન વહુ દેખીને હરખે સહુ, રતનમાલ જેવી લાવ્યો વહુ; હવે કનકાવતી જે પેલી નાર, તેતો છે પીયર મોઝાર. પુત્ર ઘેર આવ્યો જાહરે, તેને તેડું મોકલ્યું તાહરે, તે પાહેરથી આવી સઇ, સાસુ સસરાને મળી છે તહી. મળી શોકય રતનમાલ જાહરે, અન્યો અન્ય સહુ મળ્યાં તાયરે. વાત વિગતની સરવે કહી ઠામ ઠરીને બેઠાં તહી. ૨૯

દોહરા.

રાત પડી છે જાહરે, સુતાં નરને નાર; હાસ્ય વિનોદ કરે વારતા, ભામનીને ભરથાર. ત્યાર કનકાવતી કહે કંથજી, લાવ્યા એવી ચરીત્ર; તો પ્રીત આપણી રેહે, નહી તો થાશે વિપ્રીત. ભાઇ ભોજાઇને આણી આપીયાં, આણી આપ્યું માતને તાત; તમો મારી વસ્તુ લાવ્યા નહી મેં વીચારયું રૂદીયા સાથ. તમો નારી બીજી પરણીયા માહારો શો અટકાવ માગી વસ્તુ નહી મળે, ઉતારયો મુજ પરથી ભાવ. તાહરે કંથ કહે કામની તું વાહાલી મુજનેપ્રાણ; તાહારી વસ્તુ લાવું નહી. તો થાય મુજને હાણ. તુંછે માહારો જીવડો, તુંછે માહરો આધાર; તાહારી વસ્તુ લાવ્યો સહી, આ પેલી પેટી મોઝા

૨. એ કુંચી આ કુંચી લો કામની, તમો હાથે ઉઘા ડી લો; અસ્ત્રી ચરીત્ર ખોટું કે ખરૂં, જવાબ મુજને દયો. તે કુંચી લીધી કામની, ને ઉઘાડયું તે વાર; સુસ્તક રૂમાલમાં વીટીયું, ત્યાં દીઠો પોતીકો જાર. ત્યારે નીહાળ્યું નારીએ, એ સાચી નીશાની સહી; હવે ખોટું કેમ કહુ, એમાં સંદેહ નહીં

## છપ્પો.

હોસગઇ ગઈ તે નાર. અદ્રષ્ટની ચીંતા કીધી; થર થર ક પે કાય. મનમાં ધાયું એક બીતી: મુખે નવ બોલાય, મનમાં વીચાર આવે; માહારા જારનું શીશ, એતો કયાંથી લાવે; ટળી સુધને સાન. મન નારીનું ખોયું; હલકી પડી ગઇ છેક, પાણી મોતીનું ખોયું. કમળ કરમાઇ ગયું સેહેજમાં, એમ થઇ ગયું તે નારને; શામળ કેહે સહુ સાંભળો, જ્યારે દીઠો પોતીકાજારને. ૧

## ચોપાઈ.

તે નારી તો ઝાંખી થઇ ત્યારે કંથે વાણી કહી; કેમ નારી જુવો છો અરૂપરૂ, અસ્રીચરીત્ર ખોટું કે ખરૂં. ત્યારે નારીએ જોડ્યા હાથ. સ્તુતિ કરવા માંડી સ્વામીની સાથ; ક્ષમા વાં કરો માહેરો, મેં ઘણો અપરાધ કરયો તાહરો. પગે લાગે તે નરને નાર. રીસ ન કરશો માહારા ભરથાર, નારી નીચ થઇ છે કથી, બુદ્ધી નારીમાં કાંઇએ નથી. તમો મારા સ્વામી ચતુર સુજાણ, અવગુણ સાંખે ગુણવાંન; એમ કહી નયણે નીર ભરયાં, ત્યારે ત્યાં બોલ્યો ભરથાર સાંને નારી આવડું દુઃખ ધરો, તમે અપરાધ તે સાને કરો; એવું ઠામો ઠામ મેં જોયું કથી, એમાં વાંક તમારો નથી. સુખે નારી રેહેજો તમો. એની રીશ નથી કરતા અમો; તારે નારી પણ પાંમી હુલાસ, સુખે રહી સ્વાંમીની પાસ. પછે મનમાં વીચારયું તે ઠાંમ, એ તે પેલી નારીનું કામ; માહરો સ્વામી મુરખ ઘણું શું સમજે ચરીત્ર ચતુરા તણું. પેલી નારી લાવ્યો ભરથાર તે નારે કરયો હુંશીઆર; દેખાડી દીધું માહેરૂં ચરીત્ર તેથી વાત થઇ વીપરીત. પછી સોકો બે એકઠી મળી, વાત ગોષ્ઠ માંહે હળીભળી; પછે ખાય પીએ ને દીન નીરગમે, કરે વીનોદ બને જણ રમે. એ વાત અહીં પુરી થઇ, કસ્તુરાવતીએ બરાસને કહીએવાં છે નારીનાં ચરીત્ર, તે શું પુરૂષ જાણે રીત.

## દોહરા.

કસ્તુરાવતી કેહે રાયજી, માટે નારી ચતુર સુજાણ; પુરૂષ બી ચારો શું કરે, અકલ વનાનો અજાણ. તે સોમદત સજયો નહીં, નવ સમજ્યો ભુલો સેઠ; પેલી ગુણકા મળી જાહરે, ત્યારે ઠીક પોહોંચાડયો ઠેઠ. ગુણકાએ મેળવી નારને, જેનું રતનમાળ છે નામ; તે નારીએ ચરીત્ર કરયું, પાર પાડયું સહુ કામ. જો ગુણકા નાર મળે નહીં, તો શું કરે સોમદત રીત; જો સો પુરૂષ એકઠા મળે; તો ન જડે સ્ત્રી ચરીત્ર.

## ચોપાઈ.

એવી વાત કરી જાહરે, રાજાને ગુસ્સો ચઢયો તાહરે; રકત થઇ ગયાં લોચન. ઉતરી ગયું રાજાનુ મન. જુઠી વાત મુજ આગળ ભણો, પુરૂષને લેખામાં નહીં ગણો; હવે તારે મારે શાનો સંબંધ, તૂટયો તારો મારો બંધ; હવે તું નારીને હું નર નહીં, એવી બરાસ રાજાએ વાણી કહી; તારે નારીએ વીચારયું મન મોઝાર એ રીસાઇ જશે મારો ભરથાર. ઘણે દાહેડે હું પામી કંથ, તે વળી જતા રેહેશે પંથ; પછે કાલાવાલા માંડયા ઘણા, કસ્તુરાવતીએ બરાશ તણા. સ્વામી એતો સેહેજમાં વાત થઇ. એનો ક્રોધ તમારે કરવો નહીં અસ્ત્રી અલપ બુદ્ધી અજ્ઞાન, વાત કહીને થઇ અજાણ. મુરખ છે નારીની જાત, ન જાણે વીવેક વીચારની વાત; હવે માહારા સમ જો ધરો દુ:ખ, શા માટે ઉતરી ગયું મુખ. હવે આવો આલીંઘન લીજીએ, એ વાતનો શોક મુકી દીજીએ, નીસાસા મુકે વારંમ વાર. પણ બરાસ નવ બોલે લગાર. પછી કસ્તુરાવતી પસ્તાઇ ઘણી સ્તુતિ કરે સ્વામી તણી ન ખાધું ન પીધું તહીં રાત પડી ને સુતો જઇ. મુખે નથી બોલતો લગાર, સાંભરયો વજીર તણો કુમાર નારી કાલાવાલા કરે, બરાસ રાજા એ મનમાં ન ધરે. નારી વળગવા જાય જ્યારે છું છેડી કાઢે ત્યારે. એમ કરતાં મધરાત ગઇ. નારી તો નીંદ્રાવશ થઇ ત્યારે બરાસે વીચારયું મન, અવે તે ઊંઘી અસ્ત્રી જન; દોરડું બારીએ બાંધ્યું સાર, ત્યાંથી નીકળી નાઠો બાર. દરવાજા પાસે આવ્યો સઇ ત્યારે દરવાજો ભીડયો તહીં છાનો માનો પેઠો તે ગર, ઉઘડતે દરવાજે નીકળ્યો બાર' વળી લીધો ફકીરનો વેશ, રટણ કરે છે દેશો દેશ; મનમાં એમ કરયો વીચાર, મળી જાય વજીરનો કુમાર. એમ વીચારી ફરતો ફરે, વજીર સુતને ચતમાં ધરે; જો મળે મુજને મીત્ર સાક્ષાત, તો સુખ દુખની કરીએ વાત; એ

મ વીચારીને ચાલ્યો જાય, જુવે વન ડુંગર ને ગફાય; અવે એ વાતતો એટલેથી રહી કસ્તુરાવતીના શી ગત થઇ.

દોહરો.

જ્યારે નારી નિંદ્રાવશ થઇ, રહીજાગારે પાછલી રાત। સ્વપ્ન લંધુ નારને, તે કહું વીસ્તારી વાત. જાણે સ્વામી રીસાઇ ગયા, બાંધી અંગ અથિયાર; ત્યારે કાલાવાલા કરેછે ઘણાં, તોય માને નહી ભરથાર. સ્વામી કહે હું કંથ નહીં, તું નહીં મારી નાર; એમ રહી તરછોડી નારને, નાઠો ત્યાંથી ભરથાર. ત્યારે નારી છેડે વળગી પડી, ન જાશો મારા ભરથાર; રોઇને ઘણું કળકળી, એટલે ઝબકી ઉઠી નાર. એટલે સ્વામી દીઠા નહીં સેજમાં, ત્યારે પડી પેટમાં ફાળ; મુરછાગત થઇ નારી પડી. હવે આણું મારો કાળ. શીશ કુટે ને હઇડું હણે, ત્રોડે માથાના કેશ; હાય એ હવે શું કરૂં, કંથ મેલી ચાલ્યો પરદેશ. ૯.

ઢાળ ઉદાશી.

કસ્તુરાવતી ઘણું ટળવળે, વલવલે મેહેલ મોંજાર. નીપટ નીરાશ મુજને કરી, એમ નવ ઘટે મુજ ભરથાર. આવી વાત મેં શાને કરી, જેથી સ્વામીને લાગ્યું માઠુંરે; એ રીશ ચઢાવી નાશી ગયા, એ દુઃખે પંડ પાડુંરે. એકવાર સમુદ્રમાં પડી, ત્યાંથી પ્રભુએ લીધી ઉગારીરે; વળી ભોગ અધુરા હતા, જે મેં વાત એવી કાઢીરે. ઓ કુમળા મારા કંથજી, જુઓ રાંકડી આમુરે અલ્પ અપરાધ માટે તજી ગયાછો, મહા કષ્ટ તેથી પામુરે. નવ ઘટે પ્રાણજીવન માહરા, આમ તજીને જાવુંરે, જો મુજને કહી ગયા હોતતો, હું પણ પાછળ આવુંરે. મેં જાણ્યું જે હાશ કરૂં છું, હાંશીમાં થઇ હાનીરે; ઓ પાપી મારા પ્રાણીયા, કેમ બેશી રહયો ઘટમાં પ્રાણરે. ઓ કસ્તુરાવતી મારી માવડી, આ કપુરસેન મારા તાતરે; ઓ કસુંબા દેશના રાયજી, બરાસ તે માહારો નાથરે. પેલે ભવ તરછોડેથી, હું શ તણો અવતારરે; આ ભવ તરછોડી ગયાછો, મારા પ્રાણ જીવન આધારરે. ઓ પ્રભુ હું કોનીને કોણ તણી, મારૂં હઇડું કોણરે; તમવીના નીશ્ચે મરૂં, કાહું કહેતો પ્રાણરે; જો સંતાયા હોયતો છતા પડો, હવે નથી રેહેતી ધીરરે; પ્રાણ જીવન પ્રાણજ જશે, એમ કહીને ભરતી નીરરે. પેલે ભવે કરમ શાં કરયાં, કાંઇ બાળતાં છોડાવ્યાં બા

ળેરે. કે કાંઇ વિસ્વાસ ઘાત કરી. ફોડી સરોવર પાળેરે બ્રામણની નીંદયા કરી, કે કરચો કન્યા વિક્રયરે; કે કે કાં ચડાવે આળરે, કે ગાયોને દીધી ગાળરે. એમ કરે વીલાપ કામની, ભામની ચોદશ બાળેરે; ઘણી વેહેલી જુએ પેહેલી બળીતાને કાં બાળેરે, પછે ભયાતુર થઇ મન વિચારે વાતરે; હવે મળવું નહી થાય નાથજી, માટે કરૂં દેહની ઘાતરે. પછે કેસ તણો ફાંસો ઘાલ્યો, વળી વિચારયું મનરે; એમ જીવ કાહાડે શીધી નથી, માટે ખોળું મુજ ભરતારરે.

ચોપાઈ

પછે વીચારયું મનમાં નાર, રડે જડે નહિં ભરથાર; માટે ધીરજ રાખું મન, ખોળવાનો કરૂં ઉદ્યમ. પાછી રાત્રી જારે વઇ, લીધો પુરૂષાનો વેસજ સહી; શુંદરસોભે તેની કાય, જાણે કોઇ પ્રથવીનો રાય. જેના તેજથી સુરજ જંખવાય પુરૂષ દેખે તે લાજવાય; અશ્વ પાણીપંથો સજ કરો, તે ઉપર પોતે અસ્વારજ થયો. નીકળયો ત્યાંથી રાતોરાત, કોઇએ ના ઓળખે એસ્ત્રીની જાત. કાંઇ અશ્વ મારી મેલ્યો નહી, અધારે વનમાં આવ્યો વહી. કાંઇ નર ગણે લેખા માટે ખેડ ખેડ કરતો જાય; એમ દેશાટન કરતાં બહુ રહ્યા, પછે તેના ઉપાય શા થયા એકરહુણાહું નામે રાજન તેના વીરભદ્ર નામે તન તે મુગીયા રમવાને જાય, તે આવ્યો તે વનને માંહ. તે મારગમાં જાય જેટલે, પેલો પણ મારગમાં મળ્યો તેટલે; તે વીચાર કરે છે મન નખ શીખ નીહાળું તે જો તન તેને વીચાર કરયો સરવથી, એ નારીછે પણ નર નથી; પાસે જઇને ચરચા જોઊં, માહારા મનનો સંદેહ ખોઊં. એમ કહીને પાસે ગયો, જઇને બોલજ કહ્યો; ઘોડો લગભગ લીધો પાસ, મુખ થકી બોલ્યો હુલાસ. કોણ રાજાના છો કુંમાર પ્રાક્રમ દીસે છે અપરંપાર; એકાએક એકલા છો જાત, શાથી સંગાથી નથી કોઇ સાથ. તેણે પણ જુહાર કીધો સહી, પછે મુખથી વાણી કહી; તમો પણ ક્ષત્રીના તન, કેમ એકલા આવ્યા વન. કરપુરાવતી નગરી તે સાર, ત્યાં તણા અમો રેહેનાર; કામસેન છે માહારૂં નામ, આવ્યા મ્રગીયા રમવા કામ ભુલા પડ્યાને વનમાં ભમ્યા; દુખ બહુ દેહમાં સમ્યા, ત્યારે બોલ્યા વિરભદ્ર રાજન, ભલો કપુર સેનનો તન. આસમીપે નગરી છે સાર, ત્યાં પધારો રાજકુમાર; થાક ખાઓને સુખીયા

થાઓ, દીવશ એક રહીને જાઓ, તારે કામસેને વિચારો પેર. ગયો તેની સંગાથે ઘેર.

### દોહરા.

ઘેર લાવ્યો તે ગુણનીધી. વપુએ વિચારી વાત, જોઉ ચર ચા એહની; જે થાય દીવશને રાત. જો અસ્ત્રી ઠરશે નિશ્ચય સહી, રાખીશ ઘરમાં નાર, ભોગવીશ ભામનીને આપથી, મન વિચારયું તે ઠાર. રાત દીવસ ચરચા જુએ, ચાકરી કરે અનું દીન; પણ પલક એક પકડાય નહીં, ન આવે સમજાણ મન. તારે વીરભદ્ર એમ બોલીઓ, સાંભળ કામસેન મુજ મીત્ર; એક ગુંજ વાત તમને કહું, તું છે પરમ પવીત્ર. એક નાર છે સુંદર અતી ઘણી, મુજ માનીતી છે સાર; તેને તન મન જુદું નથી, અમારે પ્રીત છે અપરંગ પાર. તેણે મુજને દેહ સોંપો સહી, તનમન માહારી પાશ; તે ભામનીને હું ભોગવું, કરૂં છું રંગ વિલાસ. હવે તમે મારા મીત્ર થયા, વળી આપણ છીએ એક જાત; માટે તમારી અગળે. ભાગી મનની ભ્રાંત. માટે મીજબાની આજ કરીયે સહી, મારી વાડી માંય; તે નારી પણ આજે આવશે. તમો જરૂર આવજો તાંહે. ત્યાં ખાનપાન કરીએ બેહુ જણા, આપણે ભોગવીએ નાર; મીત્ર માટે તમને કહું, બીજાને નવ કહું લગાર. સરખે સરખા બે જણા, માટે કહી મેં વાત; એ અસ્ત્રી રંભા છે સહી, આપણે રહીશું આખી રાત. વળી કોઇ જાણે નહીં, એવું કરીશું કામ; માટે બ ઘડી રાત જાતે તહીં, જરૂર આવજો તે ઠામ. ત્યારે કસ્તુરાવતીએ વીચારીયું, શું એ કરે મુજ કાજ; કાંઇ બુદ્ધિ લગાડું આ સમે, રાખું મારી લજ. પછી બુદ્ધિ વીચારી બોલીયો, સાંભળ વીરભદ્ર રાજન, તમારી વાત સાંભળી કરી, ઘણું હરખ્યો હું મન. કારણ મારા મન તણું, તે સંભળાવું વ્રતાંત; તમે મિત્રછો માટે ભાગું, તમારા મનની ભ્રાંત. ૧૪.

### ચોપાઈ.

એક વારને શમે શું થયું, તે તમ આગળ માંડીને કહું; એક હું ને મારો મીત્રજ સાર, નીકળ્યા તા અગીઆ રમવા બહાર તે દાહાડે હરણ દેતા ફાળ. અમે બેહુએ આણ્યા પશુના કાળ. એટલામાં શું કૌતક થયું, અરે મીત્ર તમને શું કહું. એક અગલો અગલી બેઉ જણા, રેહેતાશી તે વનજ તણાં; તે ન

ર નારીને સ્નેહજ ઘણો, દીવસે વીહાર કરે તે તણો. અમને તે
નું નોતું ભાન, મેં અજાણે મારયું બાણ; તે મ્રગને વાગ્યું જ
ઇ, રંગમાં ભંગ પડયોછે તહીં. તે મ્રગના તો ગયા પ્રાણ, ત્યા
રે હું પાસે ગયો નીરવાણ; પેલી મ્રગલી બેઠી કરે રૂદન, પછે
ક્રોધે બોલી વચન. ધીક ધીક કહ્યું તેવાર, કહ્યું રાજા તુનેં ધીકા
ર; તેં રંગમાં ભંગ કીધોસહી હવે તું છવવાનો નહીં. અરધો
વીહાર રહયો તે ઠાર, એવામાં તેં મારયો ભરથાર; પુરૂષ સંગ
કરવા નહીં દીધો અજાણ, અધવચ લીધો મ્રગનો પ્રાણ. તે મા
ટે શ્રાપ દઉછુ અમો, એવું હોયતો ચેતજો તમે; તુને તાહરી
સ્રિ સંગ કરશો જાહરે, અવશ્ય તું મરશે તાહરે પુરો સંગ થ
વાનો નથી, અવશ્ય પ્રાણ જાશે સરવથી; જાહારે એવી કહી
મ્રગલીએ વાત, થરથર કંપ્યા મારા ગાત્ર. ન રહી મારા મન
ની ધીર, નેત્રથી વહયાં બહુ નીર; કાલાવાલા માડયાં ઘણાં, વી
નય કરયા બહુ મ્રગલી તણાં. માહી નારી છે ચતુર સુજાણ, મુજ
ને જાણે તન મન પ્રાણ; હજીતો ઇચ્છા મનમાં રહી, ભોગ હજી
એકે ભોગવ્યો નહીં. ત્યાં નારીને મન આરત ઘણી, ભોગ વી
લાસ ભોગવવા તણી; તેની પુરી પડી નહીં એકે આશ, હવે
ભોગવું તો થાએ નાશ. મેતો અજાણે કરી ઘાત. જાણ્યા વી
ના કીધી વાત; માટે ખમા કરો સરવથી એનો શ્રાપ દેવો ઘ
ટતો નથી. ત્યારે તેને આવી દયાય. એવાં દીનના બોલજ ક
હ્યા; કહયું જે અસ્રી ભોગવજો આપ, તે શ્રાપ મેં કીધો માફ.
પણ પર અસ્રી સંગ કરશો જાહરે, નીશ્ચય ત્યાં મરશો તાહરે;
એમ કહીને મ્રગલી ગઇ. માહરા છવની શાતા થઇ. એવો
શ્રાપ મુજ માથે સહી, માટે પર અસ્રી સંગ થાએ નહીં; તમે
તો કહોછો સુખને કામ, પણ મારૂં મોત લખ્યું તે ઠામ. મા
ટે સુખે રમજો તમો; તે નારી સાથે નહી રમીએ અમો; અમ
થી તાંહાં નહી અવાય, એવું કહી સમજાવ્યો તે રાય. તે પણ
સાચુ માન્યું સહી, એ વાત કાંઇ જુઠી નહીં; હવે હું પરપંચ
કરૂં સાર, હવે એનો નીસચે કરવો નીરધાર. એમ વીચારી વીર
ભદ્ર ગયો, પછે કામસેનને અંદેશો થયો; રખે એ કાંઇ ચાહાતો
હોય, ચરચા માહારી નીસચે જોય. માટે અહીંયા રેહેવું નહી,
એવું વીચાર્યું કામસેને સહી; તેતો રાતોરાત ત્યાંથી પરવરયો, વ
ળી અવીર વનમાં નીસરયો. દર મજલ ચાલ્યો જાય, કોઇને

ણુ નહી લેખા માંય; એમ દીવસ ઘણાં ગયાં વહી, એક ન ગર આવ્યું તહીં. ૨૧

## દોહરા.

એક નગર રળીઆમણું, જાણે ઊગ્યો ભાણ; તે નગરમાં કુંવર ગયો, જે કપુરસેનના તન. ઉતરયો જઈને વાગએ, અશ્વ બાંધ્યો તે વૃક્ષ. શોભા નરખમ તે તણી, જોતાં કરે સહુ ચક્ષ સુતો ઝાડ તણી સહી, થયો નિદ્રાવશ દેહ; એટલે માલણ વાડી તણી, વાડીમાં આવી તેહ. સુતો દીઠો તે જનને, માલણ વીસમે થાય; તે પાસે આવી જેટલે, એટલે ઝબકી ઉઠયો રાય. ત્યારે માલણ કરજોડી રહી, વીનય કરી બોલા વાણ તમે કોણ દેશના અધીપતી, કોણ તણા સંતાન. કયાંથી આવ્યા ને કયાં જસો, આ નગરમાં શું છે કામ; બાળે કેમ બાહાર નીસરયા. શું છે તમારૂ નામ. ત્યારે રાજકુંવર કહે સુણ માલણી, મારા મનની વાત; અમો કપુરસેન નગરીના અધિપતી, કપુરસેન મુજ તાત. કપુરસેન નામ અમતણું, ને શ્રગીઆને નીકળ્યા બાહાર; અમો માહા વનમાં ભુલા પડયા આવી પોવા આ ઠાર, હું તુને પુછું રે માલણી, આ નગરનું શું છે નામ; રાજા એનો કોણછે, સુખ દુઃખ કેવાં છે કામ. રાજાને પરીવારછે કેટલો. સુખ દુઃખ વંધ કે હાણ તે સહુ અમને કહો સહી, સંભળાવો સાચી વાણ. ત્યારે માલણ કહે રાજા સુણો, તે કહુ સઘળુ વરતાંત; તમો મંદીર આવો માહરે, તો ભાગુ મનની ભ્રાંત. ને રાજકુંવર એવું સાંભળી, મનમાં થયો મગન; ત્યાંથી પોને ચાલીયો, આવ્યો માલણને ભુવન. માલણ હેત ધરે ઘણું, જાણે પેટ તન; ત્યારે રાજકુંવર કહે માલણી, મારા મનની વાત. આ નગર દીસે રળીઆમણુ એનો કોણ છે રાજાય; સુખ દુખ કેવુ શેહેરમાં, તે સાચી કહો વારતાય. ત્યારે માલણ કહે સુણ અધિપતી, આ નગરનું વરણન તે તમને પ્રીતે સરવે કહુ તે તું સાંભળ રાજન. હવે માલણ કહે સુણો રાયજી, તે નગરની સોભાય; સુખ દુખ ને હાણ વરધ, કહુ સરવે વારતાએ. ૧૯

## ચોપાઈ.

તારે મલાણ કહે સાંભળરે રાય, આ ચંદનાવતી નગરી કેહેવાય; ચંદરસેન રાજાનું નામ, ચંદનાવતી રાણી અભીધાન;

એક ચંદ્રમુખી કંન્યાએ. બીજી સતી નથીરે કોય; રાજરા મના સરખુ સહી, સુખ દુખ કેઇ જાણે નહી, ઘેર ઘેર સદા વ્રત અપાય, ઘેર ઘેર હરી કથા રોજ થાય; પુત્રની પેરે પાળે પ્રજાય. ભટ ક્ષત્રીગુણે રાજા ચાહાય; પ્રધાન પણ સબુદ્ધી સહી, એમ વાત રાજાનો કહી, રાજકુંવર કહે માલણ માય મુજ એક કહોની વારતાય. ચંદ્રમુખી જે કુંવરી સહી, તે પરણી કે કુંવરી તહી; તારે માલણ કહે સાંભળ રાય, તે કન્યા છે રૂપની રંભાય. ભણી ગણી બની છે ઘણી, શી શોભા કહુ કુંવરી તણી; રાજા તેને પરણાવા કરે, તારે કુંવરીના ઓચરે મારા મનમાં મોણજ ઘણુ, મન માને તે સાથે વરૂ. સમસ્યા મારી પુરશે જેહ, એમો વર વરીશું તેહ; તેશું જાણીએ શી સમશાય, એવો હઠ ધરયો મન માંય; કોઇ થી અરથ થાતો નથી, માટે કન્યા કુંવારી સરવથી. અરથ કરનારો મળશે જાયરે, તે કન્યા તેને પરણશે તાયરે; એવી સાંભળી માલણની વાત, સાચું બોલુંછું તારી સાથ, તે કુંવરીએ શમશા ધરી હશે જેહ, નીશ્ચે અરથ કરીશુ તેહ, પણ એક મુજને બાવા જાણ, પણ એ કંન્યા પરણું નહી નીરવાણ; શમશા એના મનની કહુ પણ એ કન્યા હુ નહી લેઊં, એ મન ધરતી હશે હુકાર, જે પ્રથવીમાં નથી કોઇ કેહેનાર; માટે એના મનનો મટાડું મોડ, શમશા કહોને છુતું હોડ; પરણ્યાની તો કહુછું નાય, એવું હોય નો કહુ શમશાય, ત્યારે માલણ બોલી તહી, હવે હું જાઊ કુંવરીની પાસે સહી. તમ વચનથી હું જાઉં; જઈ કુંવરી પાસે વધાઇ ખાઊં, એવું કહીને ચાલી નાર, તે કુંવરી કેરા મેહેલ મોઝાર; જઇ ચંદ્રમુખીને કરયો પ્રણામ બાઈ મુજને આપો ઇનામ; એક કપુર શમાવતી નગરી જે કેહેવાય, તેનો કપુરસેન રાજાય. તેનો કામસેન નામે છે તન તે આવ્યો મારે ભોવન; તેણે મને પુછ્યું વ્રતાંત, ભાગી તો માહારી ત્યાં ભ્રાંત. એ કુંવર કહે શમશા કહુ સહી, પણ કન્યા મારે પરણવી નહી; તે બાળપણામાં જોબન વેશ, નીકળી આવ્યો છે પરદેશ.

**છપ્પા.**

રૂપે જાણે કામ, રામ સમાને; પ્રાક્રમમાં બુદ્ધિ બળવાન, જોર દેખીનો જવાને; ધરતા બહુ છે ધીર, વીર વનમાળી જેવો;

વિદ્યા આપ બહુ વેશ, શેશ સમરથ છે તેવો; શાણો માને ડા હાપણ, વિદ્યા વડો વીવેક છે; તે શમશા કહે પણ પરણે નહી શામળભટ એવું કેહે છે સહી.

દોહરો.

માલણ કહે સુણ કુંવરી, સાચી કહીએ પેર; શમશા તાની પુરશે સહી, તે ઉતર્યો મારે ઘેર. ચંદ્રમુખીએ સાંભળ્યું, મા લણના મુખની વાણ; કુંવરી તે વ્યાકુળ થઇ તલપવા માંડ્યો પ્રાણ. સાંભળી માલણ માનુની, મુને થઇ હાંશીને હાણ; હુઇ એ ધીરજ રેહેતી નથી, જઇ વળગ્યો ત્યાં પ્રાણ. વળી ચીંતા એક ઉપની ચીતમાં, ધીરજ ન રહે કાંય; શમશાએ કેહેશે ખ ગી પરણ્યાની ના કેમ કેહેવાય. મેં એ પણ તે માટે કર્યું જે કોઇ હશે ચતુર સુજાણ; તે શમશા પુરશે તેનો ગ્રહીશું માણ તે મીથ્યા થઇ ગયું માહરૂં, હવે શું કરશે કીરતાર; નીમીત માત્રે શમશા કરી. જોવા ચતુર ભરથાર. વિચાર્યું વાએ ગયું માલણે શી કરી પેર. વળી રૂપ વરણું તે તેહનું, વળી પ્રાક્ર ચ ઘણું જોર. તેથી જીવ રેહેતો નથી, હવે મનમાં બહુ પ સ્તાય; હવે શું કરૂં રે શુ થશે, હવે તે કયાં જઇ હુંય, એવો બીજો નર મુને ક્યાં મળે, રૂપ ગુણનો ભંડાર; રૂપ હશે ત્યાં ગુણ નહી. ગુણ ત્યાં રૂપ નહી લગાર. પછી મંદીરમાં ગઇ માનુની, કીધો મન વિચાર, પત્ર લખ્યો એક પ્રીતથી, ચતુરા ઇથી નીરધાર.

છપો.

લખે કુંવરી ચતુર સુજાણ પ્રણામ હમારો લેજો; હું છું તમારી દાસ આશ માહારી છે જો; મેં નથી દીઠું તુજ રૂપ ભુ પ પ્રથવીનો કાહાવે; માલણ કેરાં વખાણ, તે બાહાણ રૂપે ખુ ચાવે; આ શમશા તે નિમત માત્ર, પણ ગાત્ર સોંપ્યું છે તુને સહી, માટે તન મન સોંપાયું આશા પુરા આવી અહી. તું કું વરી લખે કામસેન, તમ વિના દેહ ધરવો નહી. પ્રણામ સાચો કરવો સહી, મેં તો પ્રણમાના હાડી; તું મારો આધાર, તું જી વડો છે માહારો; તું મારો સરદાર. મુને આશરો છે તેરો; હવે તુજ વીના તલપે છે પ્રાણ, હાણ થાશે કાયાની, માલણ વચન ની રીત, પ્રીત લાગી માયાની, માટે કરગરી કહુ કરજોડ, પ રણ્યાની હા કેહેજો; કોટી કોટી કરૂં વાર, પ્રણામ હમારો લે

જો; પ્રતિ ઉત્તર લેખજો પત્રનો, કેટીવાર શું કહું કથી; શામળ કે્હે કુંવરી લખે, મને તુજ વીના બીજું કોઇ નથી.

## ચોપાઈ.

એમ પત્ર લખ્યો તે વાર, ઘરમાંથી તે આવી બાહાર; મા લણને કહે કેહેજો તમો, આ પત્ર અ પુંછું અમો. પ્રતીઉત્તર તે નો લાવજો, વધામણી વળી કાહાવજો; મારી વતી કેહેજો પ્રણા મ, કહીએ કુંવરી છે તમારે નામ. એમ કહીને છાની રહી; મા લણ પોતાકે મંદીર ગઇ; જઇ કુંવરીને કયો સમાચાર. કુંવરી એ કહ્યા છે જાહાર. કહી કુંવરીએ સઘળી વાત, પત્ર હતો તે આપ્યો હાથ; તે વાંચ્યો એકાંતે જઇ, ચતા અટકી મન માં થઇ. એ વીનતાએ કરયું છે પરણવા કાજ, હવે માહારી કેમ રેહેશે લાજ. સમશાની હા કેહેવડાવી સહી, તેથી પસ્તા યો હું સહી. હવે શો કરૂં ઉપાય, પ્રતિ ઉત્તર શો લખું તાં ય; પછે મન વીચારી ચતુરશું જાણ, પત્ર એક લખ્યો નીરવાણ.૭

## છપ્પો.

સાંભળ ચંદ્રમુખી નાર, સાર બુદ્ધી છે તારી; માહારે એ મોટું પણ, વાત માનજ તું માહારી; મેં પરણવાના ખાધા સમ. કેમ હવે પરણું; પ્રથમ કહું શમશાનો અરથ, પછે વાત હું માહારી વરણવું; એ પરણવા કરે કાજ, લાજ મા બાપની મેં લોપી; પરણવાની કરી જ્યારે પેર, ઘેરથી આ વ્યા કોપી, માટે સમશા વાત પરથમ કરો, પરણવાની વાત પછે સહી; શામળ કહે સરવે સાંભળો, એ પ્રીત ઉત્તર લ ખ્યો સહી.

## ચોપાઈ.

સાંભળ નારી તું મારી વાત. મેં સચો અક્ષર કહયે। તુ જ સાથ; જ્યારે પરણવાની કીધી ઘેર વાત, તે સારૂ મુકી આવ્યો માતને તાત. પરથમ અરથ હું શમશાનો કરૂં. પછે હું પયે પરવરૂં; માટે તારા બાપને કરતું જાણ. અરથ આ વી કરૂં પરણામ, તારૂ ભળ્યા મોટું છે નાર, વળી હોશે આ વી માગશે ભરથાર. હમણા ઉતરથી મન પહેરો. શાને ને હ અતીશે ધરો. જોકે તમો રમતા શી ધરી, તે જાણ્યું કરો ની વેગે કરી; બીજી વાત પછે કરજો સહી, પરથમ શમશા પુછો અહી. એ રીતે લખ્યો છે પત્ર, બાલણ હાથમાં આપ્યો

તરત; માલણ ત્યાંહાંથી વેગે ગઇ, જઇ કુંવરીની પાસે ઉભી રહી, પત્ર આપ્યો તેના કર માંહે, ચંદ્રમુખીએ ચાંપ્યો મ ન માંહિ; પછે અંદેશો કીધો મન સાથે સહી, હવે એ નર આવ્યો જાય છે કહી. ૬

દોહરા.

ચંદ્ર મુખી ચતુર છે ઘણું, વીચારયું મન સંગાથ; પરથ મ સમસા મુકીએ, પછે પરણ્યાની વાત. ધીમે ધીમે રાવતાં, ધીમે શબ કુચ હોય; માળી શીંચે શોઆણાં, પણ રત વના ફળ નોય. પરથપ તેડાવું ભોપાલનાં. કરૂં તાતને જાણ, જોઉં ચતુર છે કે મુરખ છે, પછે પરણું નીરવાણ. એમ વીચાર પેતે કરયો, તેડી પાસે એક દાસ; તેને વાત વીગત સરવે કહી, મોકલી રાજાની પાસ. તમો કોહોતો તાતજી, તો ખરૂં કરૂં મુજ મન; માળી મંદીર આવીયો, કોઇ રાજકેરો તન, તે કહે અરથ અમો કરૂં, માટે આગ્ના આપો તાત; એને મેહેલમાં તેડી કરીને હું પુછું મારી વાત. રાજા સાંભળી ખુશી થયો, કહી દાશીને પેર; કુંવરીને કહીયે વાત સુખે કરો તેડી રાજાને ઘેર. મનમાંને તુજ દીકરી, તો કરણજો એની સાથ; એ વાતમાં રાજી ઘણો, એવું કહાવ્યું તાત. દાશીએ આવી કહ્યું, ચંદ્રમુખી ને વાણ; તેડો રાજ કુંવરને તમો, કાહાવ્યું છે રાજંન; ત્યારે પ્રસન થઇ તે પ્રેમદા માલણ તેડાવી તરત; કહ્યું રાજ કુવરને મોકલો, જે આવ્યો છે મહીપત્ય. માલણ ત્યાંથી પરવરી, કહી રાજાને પેર. ચંદ્રમુખી કુંવરી રાયની, તે તેડે તમને ઘેર. અરથ પુછે શમસા તણો મનાવો તેનું મન;કન્યા પરણો કોડામણી, જેવી રૂપ રતન.

ચોપાઈ

સાંભળી તે માલણની વાત, ને હરખ્યો તેના મન સંગાત એવું વિચારયુ રાજ કુમાર, આવ્યો ચંદ્રમુખીને દ્વાર; અબળાએ ઉઠી કરયો પ્રણામ, ભલે પધારયા ચતુરસુજાણ; આજ ઘણો હરખ પામ્યાછું અમો, કીરપા કરી પધારયા તમો: આપ્યું કનક તણું આસન,, બોલી તે કરજોડી વચન. દેખીતા છો સુંદર વેશ, કેમ નીકળ્યા એકલા પરદેશ, કોણ કન્યા પરણાછો તમો, તે વિનય કરી પુછુછું અમો; ત્યારે બોલ્યો દામસેન રાજન, વારે વારે કેહેતાં આવે છે લાજ. કાગળ

માં લખ્યું હતું અમો, તે સરવે જાણોછો તમો, વારે વારે શું કહીએ કથી, મેં જુઠી વાત કાંઇ લખી નથી. પુછ તારે પુછ તું હોય સહી, તેનો ઉતર આપીએ અહીં, એમ કહીને છાનો રહ્યો, ત્યારે ગણકાએ બોલજ કહ્યો. હવે મારા મન નો ભાગું ભેદ, સોંપું તન મન ધન સમેત; મારે પાણ પુછવા છે તરણ. તેનું તોલ ભારે છે વરણ. તે સઘે ભાગો માહારા જદ, તોતો મારી રેહેસે લાજ. હનુમાન જે કેહવાએ વીર, જે નું પ્રાક્રમ પુરાણ ધીર. જેને સાહે કરે શ્રીરામ, રામ પ્રતાપે કીધાં બહુ કામ; એ અંજનીનો છે કુમાર; અતીહી પ્રાક્રમ અપરપાર, એ અંજની કેમ કુમારી રહી; અને માથે કોઇ સ્વામી નહી. એ કુમારી ત્યારે ક્યાંથી સંતાન, જેનું નામ પડ્યું હનુમાન; વળી વાયુ પુત્ર કહે છે લોક, તે સાચું કહે છે કે ફોક, વળી કોઇ કેહે છે માહાદેવ તાત, અને ગણપતી નો છે ભ્રાત; એ સંદેહ મારા મનમાં થાય, એ અચરત મોહાટું કેહેવાય. એ એ જાણો એને માંથે તાત, વળી અંજની કુંવારી જાત; એ સંદેહ મુજને મેહોટો સહી, તમો વીના કોણ ભાગે અહીં. એમ કહીને છાની રહી, ત્યારે કામસેન બોલ્યો છે તહી; ધન ધન તુજને છે નાર, એ સંદેહ ભાગું આ વાર. પુરાણ ભેદ કથા છે સહી, સાંભળતાં પ્રાયશ્ચિત જાએ વહી; ત્યારે નારી પગે નમી. એ વાતતો મનમાં ગમી, એ સઘે ભાગો આયરે. પછી વાત પુંછું તાયરે. મારા મનમાં મોટો છે ધાક ક્યારે ભાગશે સઘેની વાત. ૧૬

## દોહરા.

રાજકુંવર વળતો વદે, સાંભળ સુઘડ તું નાર; હવે એકે મન તમે સાંભળો. કહું તેનો વિસ્તાર. થયું થવાનું જે હશે, તે જાણું સરવે હું સાર, ક્રીયા કરમ કુશળ સહી, જેને માને બધો સંસાર. અહલ્યા નારી છે તેહની, રૂપ તણો ભંડાર, દેવાંગના પણ તેવી નહી. એવી શોભે તે નાર, તે પતીવ્રતા ઘણી સાધવી. સતી તણો અવતાર; અહલ્યા તારા ને દ્રૌપદી મંદોદરી સીતા નાર. એવી અહલ્યા ન રી ી, તેને અંજની નામે તન તે કુંવરી કુળ દીપક સહી રૂપે જાણે રત। હવે ઈંદ્ર રાજા છે સરગનો, તે મનમાં મોહ્યો અપાર, અહલ્યા જોઇ ધીરજ રહી નહી, જાણે ભેગવું એ નાર. તેને

ખાવું પીવું ગમે નહીં, ગમે નહીં સુખને શેન; અપછરા ઓ ઘેર છે અતી ઘણી, પણ અહલ્યા ઉપર મન, રોજ આ વી ફેરા ફરે; ગઉતમની સ્ત્રી પછવાડે સાર, દાવ આવે તો ભો ગવું. એવો ઇંદ્રને મન વિચાર. ગઉતમનો ભય અતી ઘણો; જાણે તો દેશે શ્રાપ; માટે દાવ જોઇ પેસું સહી, એવું વિચારયું આપ. ૯

## ચોપાઈ.

કામસેન કહે સાભળરે નાર, એમ રોજ ઇંદ્ર ફેરે તે ઠાર; રાત મધ્યે ગઇ છે જાહરે, ચંદ્ર માંથે આવ્યો તાહરે. તે સમે ઇંદ્ર ઉભો તે ઠાર, ત્યારે ચંદ્રમા બોલ્યો તે વાર; કેમ ઇંદ્ર ફેરા ફરે આજ, કહો તમારા મનનું કાજ. ત્યારે ઇંદ્ર બોલ્યો ચંદ્રની સાથ, માહારા મનની સાંભળ વાત; આ ગઉતમની નારી અહલ્યા સહી; તે દેખી ધીરજ રહે નહી. તે અહલ્યા દેખી કામાતુર થયો, કામ મુજને વ્યાપી રહ્યો; એને ભો ગવવાની ઇચ્છા ધરૂં, તે માટે રોજ ફેરા ફરૂં. ગઉતમ આગ ળ નવ એથાય, જાણેતો ઇંદ્રાસન જાય; કાંઇ દાહાડાનું મો હ્યું છે મન, માટે ફેરા ફરૂં આ દીન. તારે ચંદ્ર કેહે કરૂં ઉ પાય, જેમ તુજથી એના ઘરમાં જવાય; હું કુકડો થઇ બોલું આ ઠાર, એટલે ગઉતમ નીસરશે બાહાર. તે બ્રામી મુર ત જાણીને આજ; જાશે ગંગા નાહાવા કાજ; કુકડાનો શબ્દ સાંભળશે સહી; કેહેશે બ્રામી મુરતની વેળા થઇ. એમ વીચા રી જાય જાયરે, તમો ઘરમાં જજો તાયરે; તારે ચંદ્ર કુકડો થ ઇને રહ્યો, કુકડા જેવો શબ્દજ કહ્યો; તે સાંભળ્યું ગઉતમે કાન, તતક્ષણ ઉઠયો તેણે ઠામ. તારે ઇંદ્ર કહે એમ કરી જાય રે, તારે કામ મારૂં થાય તાયરે. જવ તલ દરભ લીધાં સહી કમંડળ પુસ્તક કરમાં ગ્રહી, ધોયુ વસ્ત્ર લીધું ને સાથ. ના રી પ્રત્યે કહી છે વાત. આજ બ્રામી મહુરત વહીને ગયું, તે નું ભાન મુજને નવ રહ્યું; માટે જાઉં ગંગા નાહાવા કાજ, તમો સાવધ થઇને રેહેજો આજ. પછે અંજનીને જગાડી સ હી. તે પ્રત્યે વાણી એમ કહી; હું ગંગા નાહાવા જઉ સહી તમો બારણે બેસો જઇ, એમ કહી ગયા ગઉતમ તે ઠાર, અં જની આવી બેઠા બાહાર, ગઉતમ બાહાર ગયો જેટલે, ઇં દરે ગઉતમ રૂપ લીધું તેટલે. ધરીને પેઠો ઘર માંય, અંજ

નીએ જાણ્યું આવ્યા પીતાય, અહલ્યાએ જાણ્યું આવ્યા ભ રથાર, ત્યારે તો બોલી છે નાર, કેમ પાછા આવ્યા છો સ્વા મ, શું ભુલ્યા છો ને શું છે કામ, તારે ઇંદ્ર એમ બોલ્યો સહી, અરે નારી રાત ઘણી છે અહી, માટે સંભોગની ઇચ્છા થઇ, આવો આલીંઘન દીજીએ અહી; નારી મન વીમાસણ થાય, સ્વામીને મોહોડે ના કેમ કહેવાય. સ્વામી તમારી આ ગ્ના થઇ, તમારા હુકમની બાંધી રહી; એ વાત એટલેથી ર હી, ગઉતમ ગયા ત્યાં શી ગત થઈ, ગંગા કાંઠે ગયા જાહરે મન વિચાર કરયો તાયરે; હજી રાત ઘણી જણાય, કુકડો કો ણ બોલ્યો તે તાંય; રખે કપટ થયું હોય તહી, ગઉતમે વી ચારયું સહી, પાછા આવ્યા આશ્રમ મોઝાર, એવો મનમાં કરો વિચાર, ગયા તેમ પાછા આવ્યા સહી એવે ઇંદ્ર સભોગ કરે છે તહી; તે સમે આવ્યા માહારાજ, શું થયુ હવે ત્યાં કાજ, ત્યારે અંજની મન વીચારે વાત ઘરમાં ગયા છે મારા તાત, વળી ફરી કોણ આવ્યું અહીં, તે પણ તાત જણાય સહી અતીશે મનમાં કરયો વિચાર, ગઉતમ આવ્યાં ઘર મોઝાર; તારે ઇંદ્રે દીઠા ગઉતમ રૂષી, શરીરે શુદ્ધ નવ રહી કશી, થર થર ઇંદ્રની કંપે કાય, નાસવાનાં મારયાં ફાંફાંય.

## દોહરા,

શુદ્ધબુદ્ધ ગઇ ઉડીને, નવ રહી ધીરજને ધાંમ; નાશ વાનું કરે સહી, ગભરાયો ઇંદ્ર રાજાન. પછે મજાર રૂપ તત ક્ષણ થયો. નાસવાનું કરે સહી: ત્યારે તીક્ષ તીક્ષ ગઉતમે ક હ્યું કાંહાં નાસે મંઝાર. એવે ઉભો મંઝાર અટ કી તહીં. થરથર ધ્રુજે દેહ; અહલ્યા પણ ત્યાં થરથરે, સુ જે નહીં કાંઇ પેર. કેહેરે અલ્યા તું કોણ છે, એમ કેમ આવ્યો આ ઠામ; મંઝાર રૂપ ધરી નાસે સહી, કેહે તુજ સા ચુ નામ. ત્યારે ઇંદ્ર પ્રગટ થયો બોલ્યો કરી પ્રણામ; ક્ષમા કરો રૂષી દેવજી, એતો હું શુર રાજન. અહલ્યા દેખી મો હ થયો વાપ્યો શરીરે કામ; માટે જાર કરમને કારણે હું આ વ્યો આ ઠામ. તમ બીક ધરી બારણે એટલે ચંદ્રે કરયો ઉ પકાર; એ કુકડો થઇ બોલ્યો સઇ, એટલે ગયા તમો બાહાર હું મંદીરમાં આવીયો મને ઉપની માઠી મત; તમ સરણા ગત હું થયો, હવે ગમે તે કરજો ગત. ત્યારે ગઉતમ કો

પાયમાન થયા, મનમાં થયા અદાપ, ક્રોધ ધરી સુર રાયને દીધો પોતે શ્રાપ,

## ચોપાઈ.

અરે ઈંદ્ર રાજા તુજને ધીકારછે, ગઉતમે શ્રાપ દીધો તેવાર સકળ દેવનો રાજા સઈ,તુજને એવું ઘટે નહી. તું ભગ જાઇન-રા ચોઆકાર.તુજશરીરેભગહ્જોહજાર;સાંભળરે અહલ્યા નારી સહી તે પુરૂશને ઓળખ્યો નહીં; તે ઓળખ્યો નહી આપે ભરથા ર. તું સલ્યા થાજે પ્રથ્વી મોઝાર; પછે ચંદ્રને બોલાવ્યો ક્રોધજ કરી. આવી ઉભો પામે થરથરી. તું કુકડો થઇ બોલ્યો આણે ઠાંમ, કરવાને તે કુઠાં કાંમ, તું ખઇ રોગ થઇને રેહજે સઇ, દીન દીન રેહજે ખઇન થઇ. પછે અંજનીને બોલાવી પાસ. તે પણ આવતાં પામી ત્રાસ; કેહેરે દુષ્ટ તું સાચી વાત તેં ઓળખ્યો નહી તારો તાત. માટે શ્રાપ દેઊં છું અહીં, તું કુંવારી રેહજે સઇ; એમ ચારનેદીધો શ્રાપ તે ઠાર, ચારે રડે ને કરે પોકાર. ક્ષમા કરો રૂશી માહારાજ, મોહોટાને ક્રોધ ન જોઇએ લગાર; માટે કરૂણા દ્રષ્ટે જુવો સ્વામ, તો સેહેજ માં થાશે હમારૂ કામ. રાખો હમારી લાજ લગાર. ક્રોધ ગયો જોતાંને વાર; તવ ગાઉતમને મનકરૂણા થઇ, ચારેપ્રતે વાણીકહી ८

## દોહરા.

ત્યારે ઈંદ્ર પ્રતે ગઉતમ કહે, તુને શહસ્ત્ર ભગ કહ્યા સાર; તેનાં શહસ્ત્ર લોચન થશે, એમ કીરપા કરી તે વાર. અહલ્યા ને કહે સલ્યા થશો તમો, પડો પ્રથવી મોઝાર; એવે ત્રેતા જુ ગમાં આવશેમહી ત્યારે શ્રીરામ ધરશે અવતાર. શ્રીરામ ચંદ્ર ના રપસે કરશે તતક્ષણ થાશે ઓધ્ધાર; પછે અહલ્યા નારી થશો. તમો આવજો આણે ઠાર. પછે ચંદ્ર પ્રત્યે વાણી કહી ગઉતમે તેણીવાર; પંદર દીવસ ખે થજો, ને પંદર વરધ નીરધરા. પછી અંજની પ્રતે વાણી કહી તુને શ્રાપ મોટો છે અહી; તુ કુંવારી રેહેશે જે સહી, પણ લાંછન નહી આવે દેહી એક પુત્ર થાશે પ્રાક્રમી, માહાબળીઓ અપાર; તેને સંસાર પ્ર ણામ કરશે સહી, તુને લાંછન નહી લગાર. એમ ચારેના શ્રાપ અનુગ્રહ કર્યા સઇ તે ગયાં આપણે સ્થાન; હવે કુંવારી અંજનીએ ગરભ ધરયો, તેથી પ્રગટ થયા હનુમાન. તેશ્રાપે અંજની કુંવારી રહી તેની તે કહી કથાએ; હવે કુવારીએ ગ

રભ ધરયો તેની કહું વારતાએ. ૮

## ચોપાઈ.

અંજનીને શ્રાપ થઓ જેટલે, મન વિચાર કરયો તેટલે ઘર તજીને વનમાં ગઇ, પછી શી હકીકત તેની થઇ. વનમાં તપ માંડયો તે વાર, એક ચિતે ધ્યાન ધરે અપાર; વાયુનું કીધુ રૂધંન, સરીરનું કીધું સોધન. એ વાત એટલેથી રહી, એક હકીકત બીજી થઇ; એક ભસ્માસુર દઇત્ય કેહેવાએ, ગાહાં ઓઠી પરંચડ છે કાએ. તેને મન વીચારયું ખરૂ, આરાધન સંકરનું કરૂ; જો પ્રસન થાએ ત્રીપુરાર, તોતો વશ કરૂ શકળ સંસાર. એમ વીચારી આરાધન કરે, શિવશંકરનું ધ્યાનજ ધરે; જે ગંગા કાંઠે બેઠો જઇ દેહ સુધી તેની નવ રેહી. બ્રહ્માંડે ચડાવ્યો છે પ્રાણ; શીવશીવ મુખે જપે છે નામ; વરસ થયાં ઘણાં જાહરે, માહાદેવ પ્રસન થયા તાહરે, વૃષભ ચહડી આવ્યા ત્રીપુરાર, કપુર ગૌર ત્રીલોચન સાર; આવીને જોયું સરવથી; ભસ્માસુરને સુધી નથી. અંતરા કરણમાં દરસન થયાં જાહરે, નેત્ર ઉઘાડી જોયું તાહરે; વૃષભે ચડયા દીઠા માહાદેવ; જઇ ચરણે લાગ્યો તતખેવ, ભોળા શંભુ મુખ બોલ્યા વાત; મુકયો ભસ્માસુરને શીર હાથ; માગમાગ કહ્યુ વરદાન, ભોળા સંભુ એમ બોલ્યા વાણ. ત્યારે ભસમાસુર ચેતન થયો, પછે શીવ પ્રતે બોલજ કહ્યો; જો પરસંન થયા ભોળા ભગવાન, હુ માગુ તે આપો વરદાન. માહારો જમણો કર મુસ્તકે ધરૂ, તને બાળીને ભસ્મજ કરૂ; જેના માથે મુકુ હાથ, તે થઇ જાએ ભસ્માપાત. હુ વરદાન તેવુ પામુ સહી, તો સંસાર સકળ જીતાએ અહી; માહાદેવ ભોળા સંભુ કહેવાએ, ભગત ભાવ જાણ્યો રૂદે માંહે; તતક્ષણ આપ્યુ વરદાન જેને માથે મુકશે જમણો પાણ; તે તરત બળીને ભસમ થસે, મારૂ વરદાન સાચુ હસે;એમ કીરપા કરીને આપ્યુ વરદાન. મહાદેવ થઈ ગયા અંતરધ્યાન; વરદાન પામ્યો ભસ્માસુર રાય, તેને કઇડે હરખ ન માય. ઘણું ખુશી તે મનમાં થયો, પછે પોતે મારગે વહયો; ઘણાં દુસ્ટે કીધાં કરમ, ધરમ ભાગી કીધા અધરમ; ઘણા દેવ બ્રાહ્મણને દીધાં દુઃખ, દાનવ જનતો પામ્યા સુખ, એમ ઘણો સંતાપો સંસાર, પછે સો થયો પ્રકાર. ૧૬

### દોહેરા.

દુઃખ દીધું બહુ લોકને, પીડ્યો સકળ સંસાર; એક સમે સ્વરગે ગયો, બ્રહ્માજીનો કુંમાર. જઈ પગે લાગ્યો નારદ તણે, બોલ્યો મુખે વાણ; મારો જશ કેવો સાંભળ્યો, કેવી છે જગમાં ખ્યાત. ત્યારે નારદજી કહે ઠીક ઠીક, તુજમાં નહી ખામ; તું કરે કષ્ટ સંસારને, ભજાવે ધરમના આશરમ. તું કેવો પરાક્રમી છે સહી, પણ નહિ તુજ ઘેર નાર; તું નાર વીના શોભે નહિ કરની ચીત વીચાર. ભસ્માસુર એવું બોલીયો સાંભળો બ્રહ્માના તંન; મને નારી એવી ક્યા મળે, ક્યાં તેવી રૂપ રતન. ત્યારે નારદ કહે એક છે સહી, તુજ લાયક એક નાર; પણ તુજને મળવી દોહ્યલી, તુજ હાથ ન આવે લગાર. ત્યારે ભસ્માસુર કહે મને, કહો તે નારી કોને ભોવન. હું પલકમાં લાવું તેહને, મુને બતલાવો બ્રહ્માના તન ત્યારે નારદ કહે શીવજી તણી, સુંદર પારવતી નાર; એવી બીજી કોઇ છે નહીં, ત્રણ ભોવન મોઝાર, એવું કહી નારદ ગયા, થઇ ગયા અંતરધીઆન; પછી જાઉં મહાદેવ કને. મુકું જઇ જમણો હાથ; ભસ્મ કરૂં માહાદેવને પછી લાવું પારવતી નાર. એમ વીચારી આવીઓ પછી આવ્યો ગંગા તીર; મહાદેવ ઉપર ધસ્યો જઈ, ના રહી શીવજીને ધીર. જાણ્યું જે માગ્યું દેશ બેરો, મુકી મસ્તક ઉપર પાણ; એવું વીચારી નાસી ગયા મુકી તપને ધીઆન. આગળ માહાદેવ નાસે સહી પછવાડે દોડે દઇત્ય; આગળ પાછળ બન્ને સહી વાત થઇ વીપરીત. માહાદેવ દોડી આવીયા જ્યાં વઇકુંઠ ધામ; રાખ રાખ શરણાગત આવ્યો, એમ કહી કરયો પ્રણામ. શ્વાસ ન માયે દેહનાં થર થર ધ્રુજે દેહ; ભગવાન કહે માહાદેવજી કેમ ધ્રુજો છો શીવરાય. સકળ શ્રુષ્ટીના સંહાર છો, એ સઉ વિશ્વ તમારે હાથ; સરજો પાળો સરવને, ભય કેમ ધરો છો નાથ. મહાદેવ કહે માહારાજજી, અજાણ્યું તમને નકાંય; હાથનું કરયું હઇડે પડ્યું માટે આવ્યો છું ધાંઇ. ભસ્માસુર નામે દઇત છે, મહા પાપી કેહેવાય; મેં વરદાન આપ્યું સહી, તથી જીવ મુંઝાય. જમણો કર મસ્તકે ધરે, બળીને ભસ્મજ થાય; મારે મસ્તક ધરવા આવીઓ સાંભળો વઇકુંઠરાય. ત્યાંથી નઠો હું સહી આવ્યો તમારી પાસ; પણ પછવાડે આવે સહી, ભરેલો આવે છે

શ્વાસ. એમ કહી માહાદેવ છાના રહ્યા, પછી બોલ્યા વઈકુંઠ નાથ; ચીતા ન ધરો મહાદેવજી, કરૂં તેને જઇ ઘાત. એમ કહી પોતે સજ થાય, નીકળ્યા વઈકુંઠથી બહાર; પછી કામ એવું કરવું, તે સંભળાવું આ ઠાર મોહની રૂપ પોતે ધરવું ત્રે લોકમાં નહી તે નાર; નારીરૂપ ધરી કરી, ચાલ્યાવિશ્વાધાર.

ચોપાઈ.

નારી નવ લક્ષણી અપાર, જેહ થકી મોહે સંસાર; લક્ષમી પારવતી સાવીત્રી નાર, તે પણ પોહેચે નહી લગાર. ભર જોબનમાં બાળેવેશ સવા ગજના શીરલાંબા કેશ; જેનું રૂપ જોઇ વીશ્વ છકે. તો શું ગજુ કવિ કહી શકે. એવું રૂપ લીધું ભગવાન ત્યથી ચાલ્યા સુંદર શામ, મારગ મધે આવ્યા સહી, કારમી માયા કીધી તહી. ફળી ફુલી વનસ્પતી ભાર અઢાર, ત્યાં રમણીક શોભે છે ઝાડ; સુંદર સરોવર જળે ભરયું. સુત્ર સ્ફાટીક વરણે કરયું. ત્યા મોહેલ સુંદર કીધો ઉજેશ, જેમ સ્વેત ભોવનના અવેશ, હીંચોળાખાટ પડી છે તહી, ઝુલે ઝુલણું ઝુલે તહી. દાશીઓ પાસે કરે છે ગાન, દાશીઓ કરે બહુ તાન; રંગ રાગ થાએ અતી ઘણા, ત્યાં શોભાની શી રહી મણા. એવી કારમી લીલા કીધી સહી બેઠી હીંચકે હીંચે તહી; એટલે ભસ્માસુર આવ્યો તે ઠામ, જ્યાં કારમું કીધુ છે કામ. તે વાડી જોઇ થયો રળીઆત સઘળે વાડી જુવે છે જાત; ફરતો ફરતો આવ્યો તહી. નારી બેઠી ઝુલે છે જહીં. ભસ્માસુર દીઠોજેટલે તે નારી ઉઠી તેટલે; ચકમાં જઇ ઉભો તે નાર, ભસ્માસુર બોલ્યો તે વાર, કોણ તણું આ છે ભોવન. તું નારી કોણ રૂપ રતન; ત્યારે નારી બોલી એમ. એ વાત તુજને અજાણી કેમ. માહાદેવ જે ભોળાનાથ, આ તેની વાડી સુંદર જાત, હું નારી તેની આ ઠામ, માહારૂં તો પારવતી નામ. તે સાંભળતાંમન વાસ્મે થયો, પછે બોલ તે દઇતે કહ્યો; હું શોધુ છું એને અહીં, માહાદેવ નાશી ગયા છે કહીં. તુજને લેવા આવ્યો નાર, મહાદેવનો કરૂં સહાર; નારી કહે માહાદેવ મોટા કહેવાય, તારા મારયા તે કેમ જાય. ત્યારે તે બોલ્યો તે સ્થાન, મને મહાદેવે આપ્યું વરદાન; મુસ્તક હાથ મુકું જેહને, તરત બાળી મુકુ જેહને તરત બાળી મુકુ તેહને. તે માદેવને હું ભસ્મ કરૂં પછી હું પારવતીને વરૂં એવો વીચાર કીધો મન માય, માહાદેવ ના

શી ગયા છે ક્યાંય. હવે તું મળીરે નાર, હવે તુને નહી મુકુ લ ગાર, મારા મનમાં એવી પેર, પારવતીને લાવું મારે ઘેર.

દોહરા.

ત્યારે પારવતી બોલીયા, સાંભળરે તું દઈત; મુજને લેઇ જા એ સહી, તોતો થાય વીપરીત. મહાદેવ સમાન બીજો નથી, ચાદ લોકમાં સાર; મહાદેવ સમાન બીજો નહીં, કોઇ ટાંડવ નૃત્ય કરનાર. હું ટાંડવનૃતથી માહદેવને મોહી, તે સમો નહી કોય; તુજને આવી શું કરૂ, તુંતો દઈતજ હોય. ત્યારે ભસ્મા સુર બોલીઓ. સાંભળ સહુણી નાર; મુજ બરોબર કોઇ નહીં, અવની તલ મોઝાર. મહાદેવ ભીખારી જનમનો, તે રાખ ચો ળે અંગ; મડા મસાણે પડ્યો રહે, એવા એના ઢગ. આક પા ક ધંતૂરડો, ચાવે છે બહુ ભાંગ; તું શકોમળ સુંદરી, ન જોઇ એ એવાનો સંગ. પારવતી કેહે એતો ખરૂ, ટાંડવનૃત્ય જોઇ મન મોહુ; એવો કાઇ બીજો નથી, તે માટે પાસે રહુ. તારે ભ સ્માસુર કહે નારને, તેતો હુ જાણુછું તાંન; ટાંડવનૃત્ય મુજને આવડે, માટે મુજને માન. તારે નારી કહે નાચો તમો, જેમ નાચે મહાદેવ; તારે મનમાને માહરૂ, હું તમને માનુ તતખેવ. તે માયામાં ભુલ્યો મહીપતી, ભુલ્યો નારીને જોઇ; શુદ્ધ શાંન કાં ઇ રહી નહીં, રહ્યો નારીને મોહી, પછી નાચવા તેને માં ડીયુ, ગાવા માંડ્યું ગાન. નારીને કહે જુઓ તમો, નાચુ મહા દેવ સમાન. હાથ બેઉ ઉંચા કરયા, નાચવા માંડ્યું ત વાર ત્યારે પારવતી એમ બોલીયા, ના આવડ્યુ લગાર. લટકો તે ના આવે નહી. જેમ માહાદેવ કરતા નરત; જો લટકો તેવો કરો સહી, તો હું માનુ તમને તરત. ત્યારે દઈત કહે લટકો કે મ કરૂ, તે વળી નાચે કેમ; મુજને તે કોહો કામની, અમે પણ નાચીએ તેમ. તારે પારવતી કેહે કહીએ ખરાં, પણ તે તમ થી નવ થાય, એવું ક્યાંથી તમને આવડે, તે તમથી નહીં ન થાય. ડાહાબો હાથ કેહેડે ધરે, જમણો મુસ્તક સાર; વાંકી કેહે ડ કરી કરી. એમ નાચે થઈ થઇ કાર. એન તમને કેમ આવ ડે, તેનો લટકો લગાર; તારે દઇત્ય કેહે એમ કરૂ, એમાં કેટ લી વાર. ૧૭.

છપો.

નાખી મોહની જાળ, ખળ સમજ્યો નહી મનમાં; જોઇ

નારીનું રૂપ, મોહ લાગ્યો બહુ તનમાં. ન સમજ્યો કપટની વાત. ધત મનમાં નવ આણ્યાં; મોહનીરૂપ મોહન, ભ્રાંત તેની હુસીઆરી. જેની માયા ન કળેશ, શેસ પણ ભરમે ભુલે; તો કોણ માત્ર એ દઇત્ય, બ્રહ્મા સરખાં પણ ભુલે. માયા નવ માને માહાદેવને, એવું સુંદર ગાત્ર છે; સાસગ કહે સહુ સાંભળો, તો એ દઇત કોણ માત્ર છે. ૧

ચોપાઈ

માયામાં ભુલ્યો તે જટ. ના સમજ્યો તે વાત કપટ; જમ ભુકર મુસ્તકે ધરયે. જેટલે, ઝટ બળી ગયો તટલે. રાખના ઢગલો થઇને પડ્યા, તેનો ઘાટ તે વેગો ઘડ્યો; હવે એ વાતતો એટલેથી રહી, માહાદેવ પોતે આવ્યા તંઇ. ત નારી દીઠી ન ઉતમ વેશ, માહાદેવ તે પણ પોતાને વેશ; માયામાં ભુલ્યા તતકાળ, જોઇ તે નારીના હેવાલ. તારે માહાદેવ કહે તું કોની નાર. કોણ તારે માથે ભરથાર; આ જંગલનાં વસો કેમ અહીં, એકલી કેમ પુરૂષ કો નહીં. નારી કહે ધણી વનમાં ગયા, માટે અમોતો એકલા રહ્યા; આજ કાલમાં આવશે કંથ, હું જોયા કરૂં છું તેનો પંથ. તારે માદેવ કહે તું ઘેલી નાર, તારો સ્વામી નઇ આવે આ ઠાર; તે માટે આવો અમારે ભોવન, અમો તુને રાખુ કરી જતન. તારે નારી બોલી એમ, તમઘેર મારાથી અવાય કેમ, તમારે ઘેર પારવતી નાર, તો મુજને તમો શું કરનાર. તારે માદેવ કહે હું રાખુ પાસ, પારવતીને કરૂં તારી દાસ. એમ કહીને લેછે આલીંગન, વીરજ નવ રઇ માહાદેવને મન પરસ કરવા જાય જેટલે. વઇકુંઠનાથ પ્રગટ્યા તેટલે; તે મનમાં સરમાયા માહાદેવ, વીરજ દ્રવ્ય થયો તતખેવ. ધન ધનરે હો વીશ્વ આધાર; તારી માયાને કોણ જાણનાર. પ્રભુ થયા ત્યાં અંતરધ્યાન, પોતે મહાદેવ તે ઠામ. વીરજ બીંદુ તેમ થલીપર પડ્યું, તેને લઇ પાત્રમાં ધરૂં; તે પાત્રમાં લીધુ ધરી, એવે આવ્યા નારદ રૂષી. તે જોઇ શરમાયા માદેવ, ત્યારે નારદ બોલ્યા તતખેવ; એ પાત્ર મુજને દીજીએ, એનો ઉપાય તો કીજીએ. નારદ વીચારતુ રૂદીઆ સાથ, તે પાત્ર લઇને ચાલ્યા હાથ; આવ્યા અંજની બેઠી તાંહે. તપ કરે છે એકાંત જાહે. અંજનીને કહ્યું તે વાર; તું મીથ્યા તપ કરે છે નાર; તું ઉપદેશ વિના તપ કરેછે અહીં, તેનું તુને ફળજ નહીં. ગુરૂવીના

તે જ્યાનજ ક્યાંથી મળે, તપનું ફળતે ક્યાંથી ફળે: માટે ઉપ દેશ લેરે નાર, પછે તપ કરો આ ઠાર. તારે અંજની કહે ઉપ દેશ કરો, તું પણ બ્રહ્માનો દીકરો; પછે શામાએ ત્યાં ધરીયા કાન, તો શું કરૂ બ્રહ્માના સંતાન. વાયુને સંભારયો સ્વામી ત તક્ષણ આવી ઉભો તહીં; તેને ત્યાં કહી એમ વાત, આ બીજ દયો તમારે હાથ. તમો અંજની ઉદરમાં પરવેશજ કરો, આ બીજ લઇને કરમાં ધરો; વાયુ મુકી આવ્યો તે ઠામ, તેથી પ્ર ગટયો છે હનુમાન. મહાદેવનુ બીજ એ સાર, માટે કેહવાય રૂદ્ર કુમાર; વાયુએ મુકયું કમળ ભોવન, માટે કેહવાયો વાયુનો તન. અંજનીતો કુંવારી સહી, તે માટે કુંવારી રહી.

દોહરા

ત્યારે કામસેન કહે કન્યા સુણો, એ કહ્યું તુજને વરતાંત: વળી પુછવું હોય તો પુછ તું, તો ભાગુ તારી ભ્રાંત. ત્યારે ક ન્યા કરજોડી કહે, પુછવા મોટા ભેદ, તે માનો હવે મહિપતી, તો જાણું પુરો ભેદ. ચંદ્રમુખી પુછે તમો, જે મનમા હોય ભ્રાંત; તેનો ભેદ હવે ભાગીએ, આપણ જઇએ એકાંત. તારે કામની કહે સુણો રાજજી. એક મોહટો સંદેહ, તે તમ પર તાપે અમો કહું, તમો ધરજો ચીતમાં તેહ. શ્રીપરીબ્રહ્મતો એ ક છે. સરવમાં વ્યાપક કેહવાય, કીડીથી તે બ્રહ્માંડ લગી, સ રવે માંહે જણાય, જે ચઇતન્ય છે તે એક છે. સઘળા માંહેનું સ્થાન; એ વીના કોઇ છે નહી, એમ પોકારી કહે વેદપુરાણ,

છપ્પે.

જડ ચઇતનમાં વાસ, પવનને પાણીમાં; વ્રક્ષ સરવમાં વાસ ઘાસ ધાતુ ધરણીમાં; સ્થાવર જંગમમાં વાસ, વાસ પાણી વા ણીમાં; વાસ સઘળે એકનો, વાસ ધરણી કરણીમાં; એક વા સ સઘળે વ્યાપી રહયો, ત્રણ માત્ર ઠામ ઠાલો નથી, શામળ કહે કામની કહે, સુણો કામસેન રાજા કથી.

ચોપાઈ.

ચંદ્ર મુખી બોલી વચન, સાંભળો કામસેન રાજન: મુજ માં રામને તુજમાં રામ; રામ વિના ઠાલો નહી ઠામ; તારે મુ જને એવી ઇચ્છા થઇ. તે પણ અંતરજામીએ કહી, મુજમાં અંતરજામી જેહ, તુજમાં અંતરજામી તેહ તારે મારે થ યું પરણવાનું મન, તમે ના કેમ કહો રાજન, ને ના કેહના

રે કોણજ હશે, તે સંદેહ મુજ મનમાં વસે. ત્યારે રામ એ કહે કે એ કેહેવાય, એ સંદે મનમાંથી કેમ જાય; ત્યારે કોણ મને પરણાવવાનું કહ્યું, કોણના આ વચનજ ધરૂં. એ સંધે મુજ મનનો જાય, તોતો લાગુ તુજને પાય; ત્યારે રાજા કહે એ ગુજની વાત, એ બતલાવું તારી સાથ; આ નર નારી સાં ભળશે જેહ, કોટી પાપથી મુકાશે તેહ; હવે કહે છે કામસેન રાજન, ચંદ્રમુખી તું ધરજે મન; પ્રથમ શ્રષ્ટી નોહોતી જાય રે, જળમાં જગત હતું તારે; નહીં પ્રથવીને નહી આકાશ નહી સરગ મરત પાતાળે વાસ, પરીબ્રહ્મ જે તું કેહે છે સહી તે વિના બીજો કોઇ નહી, તેને શ્રષ્ટી કરવાનું મન થયું; તે તુજને હવે કારણ કહું, ઇછા શકિત પ્રગટયા ખરી; તેથી શીવ બ્રહ્માને શ્રી હરી; શીવજી તેને પરણી રહ્યા, એ વેદપુરાણશા સ્ત્રમાં કહ્યા. પછે ત્રણ ગુણ પ્રગટયા સહી, એ રાજસ તામસ સાત્વીક કહી; બ્રહ્મા વિશ્નુ રૂદ્ર વિવેક, ત્રીગુણ જુદા પણ મુળજ એક. એ ત્રણે જણે ત્રણ ગુણજ કહ્યા, સરવ રૂપ પણ જુદા થઇ રહ્યા; રાજસ ગુણ તે બ્રહ્મા કેહેવાય, તામસ ગુણ તે શીવ કેહેવાય. સાત્વીક તે પોતે શ્રી હરી, એ લીલા પરા બ્રમે કરી; પછે માયા કીધી પરકાસ, તેનાં પંચમા ભુતનો વાસ. પ્રથ્વી તેજ વાયુ આકાશ, એ શ્રષ્ટી કીધી પ્રકાશ.

## દોહરા

સાંભળ નાર સલક્ષણી, હવે ભાગું તારી ભ્રાંત; મુજમાં તુજમાં કોણ છે, તે કહું સરવે વરતાંત. હવે મોહ માયા છે એહમાં, ગરવ મછર ક્રોધને કામ; પશુ પંખી ને માનવી, તે વ્યાપી રહ્યાં ઠામો ઠામ. દેવ દાનવ જક્ષ કીનર, ગાંધરવ અપછરા કેવાય ઉડગણને વિદ્યાધર એ વ્યાપી રહ્યા સરવે માંહે વિશ્વ વરતે સહુ જાણીએ. તે સાચો ઓંકાર; જગત વસ્તુ તેને થઇ રહ્યું, ઓછુ તેમાં જોર. રાજસ ગુણ વશ જે રહ્યા, તેને ખાન પાન ધન ધાન; આપ કીરતી કરે ઘણી, તે રાજસ ગુણનુ નામ. તામસ ગુણનું હવે લક્ષણ કહું, રાજ દેશ અદ ખાઇ; ટંટો ફંટો વાહાલો ઘણો; ઘડીએ ઘડીએ રોજ આવે ભ રાઇ, એ તામસ લક્ષણ સહી, હવે સાત્વીક કહું રે નાર, સુખ દુખ સરખુ ગણે, વહાલો વેહેરી નહી લગાર. મારૂં તારૂં જાણે નહી, સઘળે દ્રશ્ટી સમાન; તેને મોહ માયા પીડે નહી

એ સાત્વીક ગુણ માન, બાકી રામ તો સઘળે વ્યાપી રહ્યા; તે તો નીરંતર એક; પણ મોહ માયા વશ જીવડો, તેને તેવી છાંય. કરમ ધરમને સાણપણ, તેને તેવું થાય.

## છપો.

એક દે જીવતદાન, હાણ એક જીવની કરે છે; એક બુડે જળ મહિ, એક સાગર તરે છે; એક જાણ માગે ભીખ, એક જાણ દાન કરે છે; એક ઉઠાવી લે ધામ, ઠામ કરી સ્થાર થાપે છે; સુખદુઃખ વરધને હાંણ, તે ગુણ થકી કરમ ઉગે સહી કામસેન કહે હો ચંદ્રમુખી, એમાં સંદેહ ગણવો નહી, એક વાંચે પુરાણ, અજાણ થઇ એકને પુછે; એક ધરમ કરવા કુલ મુમક્ષ કહે એમાં શું છે; એક ઉદ્યમ કરે વેહેપાર એક અપવાસી બેઠો, એકને હરખ અપાર, એક ચંતામાં પેઠો, એક નર નારી સુખ ભોગવે, એક કુંવારો મરે સહી; કામસેન કહે ચંદ્રમુખી, અવગુણથી કરમે ગયું નહી.

## ચોપાઈ.

માટે જેવા ગુણ તેવાં કરમ થાય, તેમાં સંદેહ શો કેહેવાય એ ગુણ સ્વભાવને ઇચ્છા થઇ, મારા ગુણ માને નહી. એમા સંધે નહી લગાર; ચતુર છો તમો કરો વિચાર; તારે મેનદા રહી બે કર જોડ, નહી તુજમા ખાપણ ને ખોડ. બ સંધે મુજ મનના ટળ્યા શાસ્ત્ર સાધે એ સહુ મળ્યા; હવે આ સંધે રહેયા છે એક, તેના કહ્યા છે વીવેક. તે સંધે અમારો જાય, તો તો લાગુ તુજને પાય; તારે બોલ્યો કામસેન રાજન, સાંભળરે તું અસીજન. જે પુછવું હોય તે પુછો તમો, આ વળા સંભળાવું અમો; આપણ બે છઇએ એકાંત, ભાગુ તારા મનની ભ્રાંત. પુછ પુછવું હોય સહી હવે ખોટી નહી થાવું અહી; તારે નારી કહે સાંભળ રાજ, હવે એક વાત પુછવાનું કાજ. તે સંધે જો મનનો જાય, તોતો તુજને લાગુ પાય; ત્યારે રાજા કહે છે પુછો તમો, આ વેળા બતાવુ અમો ત્યારે નારીએ જોડયા હાથ, બોલી તે કુવરીની સાથ; અહલ્યા તારા દ્રૌપદી જેહ, સતી સીતા મંદોદરી એક, એ પંચે સતી કેહેવાય, એ સંદેહ મુજને મોટો થાય; અહલ્યાને ઇંદરે ભોગવી તારાને ચંદરે ભોગવી. સીતાને રાવણ લઇ ગયો, મંદોદરીને મોહ પણ થયો; દ્રુપદી સતી જે નાર તેને માથે પાંચ ભરથાર. પાંચે ર . . . કેહેવાયે

જેહુ પાંચ ભરથાર ભોગવે છે તેહ; એ પાંચે છે સતી નામ,
એમ બોલે શાસ્ત્ર પુરાણ. માટે ત્રીજા પ્રશ્નનું એ વરતાંત, એ આ
જ ભાગો મારી ભ્રાંત; પછે લાવો આપણ લીજીએ, હાં રહાને
આનંદ કીજીએ.

## દોહરા.

પછે કામસેન બોલીયો સાંભળ ચંદ્રમુખી નાર; ભરાંત ભાગું
તારા મન તણી, તોતો જાણજે રાજકુમાર. તમો પાંચ નારી
કહી સહી. તેને માથે મોહું આળ પણ સતી પુરાણને સાધ
વી; તેની સાખી શ્રીગોપાળ, અહલ્યા જે સહલ્યા સહી; તે
ઇંદરે ભોગવી આપ, તે સહલ્યાની અહલ્યા થઇ, તે શ્રીરામચં
દ્ર પ્રતાપ. તેણે સ્વામી પોતીકો જાણીયો, નવ જાણીયો સુર
રાજન, પણ પરપુરૂષના પર થકી, નડયું એટલું કષ્ટ. પણ સ
તી નાર એ સાધવી, જેના નામથી પાતીક જાય; સહલ્યાની અ
હલ્યા થઇ માટે સતી કેહેવાય. તારાએ ચંદ્રમા ભોગવ્યો, જે બ્ર
હસ્પતી કેરી નાર; કપટ કીધું ચંદરે સહી નારી ના જાણે લ
ગાર, હજી ખઇરોગ તે ભોગવે, એ ચંદ્રને માંપે શ્રાપ; તેતો
સતી સાધવી, તે જાણે સહુ એ આપ. સીતાને રાવણ હરી
ગયો, લઇ ગયો સમુદ્રને પાર; તે રાજા રાવણને રોળાયો,
ફોજમાં થઇ ગયા ખુવાર. પુરાણપે રામજી લાવાયા, ત્યારે કી
ધું અગનીમાં સ્નાન; શા માટે સતી છે સીતા એટલી તે માને
વેદ પુરાણ. મંદોદરી સતી એ પણ સહી, જે મયદાનવી તન,
તે પણ સતી એ સાધવી, જેનું હરનીશ સ્વામીપર મન. દરૂ
પદી દરૂપત તણી, તેને શીર સ્વામી પાંચ, એ અગનીમાંથી
પ્રગટ થઇ, એ દરૂપતી નામે નાર. સ્વયંવર તેનો કરયો; તાં
આવ્યા રાણાને રાય, રાજ હારી વનમાં ગયા, પાંચે પાંડવ વીર
તે કાપડી વેશે આવીયા, જે ધનુર વિદ્યાના ધીર; રાજાએ પ
ણ તેવું કર્યું; જે મછ વિંધે આ ઠાર, તે નારીને પરણે સ
હી તેહુ આપું કન્યાદાન; કાપડી રૂપે આવીયા તે બેઠા બ્રહ્મ
સભામાં; તે અરજુન ત્યાંથી ઉઠીયો, તે કોઇ ન બોલે ત્યાંય;
ત્યાં આગળ ગ રાજા થયા, મછ કોઇથી નવ વીંધાય. થાકી થા
કી રાજા રહ્યા, ત્યારે અરજુન તતપર થાય, સમરણ કીધું શ્રી
અંબીકાનું લીધી કીધી દ્રષ્ટ, જળમાં જોઇ બાણ મારીયું, મ
છ વીંધીયો તાંય; રાજા મન હરખ્યો ઘણું, કન્યા સોંપી હાથ

તે લાવ્યા ઘર વીષે, તારે બોલ્યાં કુંતાં માત; તારે કુંવર કહે માતા સુણો, અમો લાવ્યા ભીક્ષા સાર, તમો પાંચે જણ વેંહેચી જમો, મારે પાંચકુશળ કુમાર; તમો એવું બોલ્યાં માવડી અમો તો લઇ આવ્યા નાર. અન નથી જે વેંહેચી જમું એતો મીથ્યા ઉચ્ચાર. ૨૦

ચોપાઈ

તારે કુંતાજી એમ બોલીયાં, વચન મીથ્યા તે કેમ જાય; શેશ મસ્તક ધરે જા પાય; પૃથ્વી પુસ્ટી નવ કરે લગાર. ચંદ્ર સુરજ તપે નહી અહી, દસે દીગપાળ ડોલે સહી; વચન જો મારૂં જાય, તો સેજમાં પ્રથ્વી પ્રલે થાય. માટે પાંચેજણ પરણો કન્યાય, એમાં કાંઇ નથી અન્યાય. રાજાને ખબરજ થઇ, દ્રુપદી પાંચ વરને પરણે સહી. રાજા કરોધાતુર થયો, વચન બોલાવીને બોલજ કહ્યો, તમો કોણ છો કાપડી જાત, કેમ કીધી અણઘટતી વાત. પાંચ વચ્ચે કન્યા એક, તેતો જાણો કરી વીવેક; ત્યારે પાંચે બોલ્યા એમ, કરયું હોય તે કરજો નેમ; અમો પાંચ વચ્ચે કન્યા એક તેતો જાણો કરી વીવેક; જો વચન માતાનું જાય, તોતો દુખાય વઇકુંઠરાય; લાખાગ્રહમાં રાખ્યા ભગવાન, ત્યાંથી આવ્યા આણે ઠામ; અમો મચ્છ વેધી લીધી કન્યાય, એમાં શો કીધો અન્યાય, ત્યારે રાજા કહે પાંડુના તન, ત્યારે તો હરખ્યું અમારૂં મન; તમે સત્યવાદી પાંડવ છો સહી. એવું બોલવું ઘટારત નહી. એમ રાજા થયો ઉદાશ, એવે આવ્યા વઇદમ વ્યાસ, તેણે મન ભાગ્યો સંધે. એ પાંચેની છે એકજ દેહ, એમ કહી મનાવ્યુ મન, ત્યાંથી વીદાય કરયા રાજનુ, ઇદ્રપ્રસ્થમાં કરયો વાસ,પાંડવ પામ્યા મન હોલ્લાસ એવે આવ્યા નારદ રૂખી, તેણે વાત કરી શું કથી. બોહોતેર દાહાડા વારા કરી, વારા ફરતી જાય સુદરી, જ્યારે વારો પુરો થાય. તારે અગની માંહે નાહાય; સોળ વામનો કયારો કરી, તેમાં અંગારા ધગ ધગતા ભરી. તેમાં અશનાન કરે જઇ નાર પછે જાય બીજાને દુવાર, શાહુકા જળના કુંભજ લઇ, તેમાં ઘરત ભરે તહી. તે કુંભને શીરપર ધરી. અગની માંહે જાય સુદરી; તે સતી સાધવી છે નાર. એમાં શો ધરવો વીચાર; માટે પાંચે સતી સહી,એમાં સંધે કાંઇ રાખવો નહીં; પ્રાતસકાળે જે લેશે નામ, તેનાં પુરણ થાશે કામ. અહલ્યા તારાને દ્રુપ

દી નાર, સીતાને મંદોદરી સાર; એ પાંચેજણના પુરણ પ્રતાપ નામ લીધેથી છુટે પાપ. સતી બોલી એ પાંચે નાર, સતનો બાંધ્યો છે સંસાર; પ્રથવી ચાલે છે તેને આધાર, સતનો છે સઉને આધાર. ૧૭

## છપો.

સતે વરસે મેહ, દેહ પણ સત આધરે; સતે સુરજને ચંદ્ર, ઇંદ્ર પણ સતને જોરે. સતે પ્રથવી પાવન, હવન હોમ સતલીયો; સાંભળ ચંદ્રમુખી નર, ભ્રાંત ભાગુ તારા મન તણી. તોતો જાણજો રાજકુમાર, સત વિદ્યાને પુન્ય; સતથી વાધે મહીમાય, સને સુખ સંપત. વીપત સહુ સુખથી નાસે, સતથી સુખ દુઃખ રોગ; વ્યાધી આવે નહી પાસે, સુખ સાગર અતીશે ભોગવે; શામળ કહે સહુ સાંભળો, સતે બાંધી મેહની રહી; તે સરવે સાંભળો સહી, સતે કીતે હરીચંદ્ર; વીસ્વામીત્ર તે જીત્યો સતે મુરદ્વજ રાય, કરવત મુકાવતે નહી બીહી તો સતે અમરીષ એહ. જેથી દુરવાસા હારયા, સતે સગાળશા શેઠ; પેટનો પુત્ર ખાણમાં ખાંડયો તેનું પકવ કરયું ભોજન; સાધુને જમાડયો, મારે સતનો બેલી શ્રી રામ છે; સતીને સત વાહાલું છે સરવદા, કામસેન કહે ચંદ્ર મુખી સુણો, સતીને વાહાલું તે નવ ચુકે કદા.

## ચોપાઈ.

તે માટે કહું સાંભળ સાર, સતવંતી એ પાંચેનાર; પાંચેનું સત રહ્યું છે અતી ઘણું, શું વખાણ કરૂં તે તણું; દુષ્ટ દુશાસન કહાવે જેહ, દ્રુપદીને સભામાં આણી તેહ; નવસેં નવાણુ કાહાડ્યાં ચીર ત્યાં સુધી રાખી રહી ધીર, દુષ્ટને માન ભંગ કરી, સતીને ત્રુઠ્યા છે હરી; વળી વઇરાટને ઘેર દાશી થઇ રહી, કઇચાકચકે શું કીધું તહી. દુષ્ટ નજર બગાડી તે ઠામ, કઇચાકચને મારયો ઠામ, એ રીતે સત સતીનું રહ્યું; વળી આગળ વીસ્તારી કહું. દુરવાસા કોપા એકવાર, જયારે વનમાં નીકળ્યા તે ઠાર; અખેપાત્ર છે સતીને હાથ, શહસ્ત્રવીપ્ર છે બ્રાહ્મણ સાથ. પોતે અખેપાત્ર કર ધરી સરવેને જમાડે સુંદરી, એક વાર શું થયું જે કામસહુ જમી રહ્યા તે ઠામ- અખેપાત્ર કરમાંહે સહી ત્યાં સુધી અન ખુટે નહી; અખેપાત્ર ધુવે જયેરે, પછે નીકળે

નહી તાહરે; વળી બીજો દન થાય જેટલે, જોઇએ એટલું નીકળે તેટલે. સહુ જમી રહ્યા છે તહી, સતી પાછળથી જમ્યા સહી, પાત્ર ધોઇ નાંખ્યું તે વાર, તેટલે કઉતક થયું તે ઠાર,

## દોહરા.

દુરવાસા આવ્યા તે સમે; મહા ક્રોધી જેની જાત; કહ્યું ભોજન આપો મુને, દશ શસ્ત્ર વિદ્યારથી સાથ. સતી વીમાસણ માં પડી; થર થર ધ્રુજે કાયઃ બ્રહ્માણ દુરવાસા આવીયા, તેને ના કેમ કેહેવાય. ક્રોધ ભરેલે તરાપથી, તે દે મુજને શ્રાપ; સત્ય જશે સતી તણું, હવે રેહેશે નહી આપ. સુરજ દેવ પ્રત્યક્ષ છે, નાંત્રારાનો આધાર, હવે સત્ય રાખે સતી તણું એમ વીનવે વારંવાર. ધીરજ રાખી મન વીખે, કહ્યું રૂખીને વચન તમે સ્નાન કરી આવો ગંગા વિષે, આવો કરાવું ભોજન. રૂખી સ્નાન કરવા ગયા. સતી વીમાસે મન; અક્ષેપાત્ર એક જોયું સહી એક ભાજીપત્ર દીઠું લોચન, સખી હરખી મન વીખે, ધન ધનરે માહારાજ, તમો વારે અડધા સતી તણું, તમે રાખી મારી લાજ. સ્નાન કરી રૂખી આવીયા ભોજન કરવા તરત ગાંસ્ટાન મન ભાવતાં સહુ, થયા ત્યાં રૂખી તરપત; એમ લાજ રાખી ઘણી ઠામ ઠરી કહી વાત; હવે રાંધે ટાળો મનડા તણો એ પાચે છે સતી નાર. પુછને કાંઇ હોય પુછવું, ઓરતા ન રાખીશ મન; સંધે ભાગુ તાયરે હું કપુરસેનનો તન તારે પગે લાગી પદ્માણી, જોડ્યા બંને હાથ; કરજોડીને કરગરી, સ્તુતી કીધી તે સાથ, ધન ધન તારી માવડી, ધન ધન તારો તાત; ધનધન છઇ તુજને, ધનધન તારી જાત. હવે પરણો મુજને પ્રીતથી, આણી મનમાં નેહ; ના કોહોતો હવે હાંણ થશે, તતક્ષણ પડશે દેહ. ભગત ભાગી આજ માયરી, માન્યુ મારૂં મન. હરખ તરી ઉમેદશું કરવા તુજશું લગન. રૂપ ગુણ ને ચાતુરા, બુદ્ધિ બળ ભરપુર; ધીર વીરને શાણ પણ, અદભુત તમારૂં નુર. હું માન મુકી માગું કરૂં, મન માન તું નાર; મને બીજી વાત રૂચે નહીં, મારૂં લાગ્યું તુજમાં મન. ના કેહેશો જો નરપતી. તો તરત તજીશ હું પ્રાણ; હવે ના કહેથી નથી છુટવું, થશે હાશીને હાંણ. ૧૭.

## ચોપાઈ.

વાત એવી કહી જાયરે, કાનસેન વીચાર્યું તાયરે; ના કહી

ને જાઉતો હાણુ, નીશ્ચે નારી તજશે પ્રાણ. સંકટ મોટું આવી
આડે, મોટી આફત માથે પડે; જો પરણું તો મોટી ઘાત, મા
રી એની સરખી જાત. વીચારમાં પડયો રાજન, એકે વાત ન
વ ઉકલે મન; હવે ધીરજ મારા મનમાં ધરૂ, એ કન્યા હું ની
શ્ચે વરૂ. પછે થનારૂ હશે તે થશે, પણ હમણાં તો કેહેવી હાય;
વળી ચંદ્રમુખી બોલી વચન, કેમ વીચારમાં પડયા રાજન. કો
હો તો લાગુ પાએ, ના કોહોતો તજવી કાએ; રાજકુંવરી કહે
સાંભળો રાય એના મન તણો વીચાર. પરણવાના ખાંત છે
સગ. પણ તુને ના કેહેવાય કેમ. તારા પીતાને કરને જાણ
જો તે આપે કંન્યાદાન; ત્યારે નારી પગે નમી એ વાત તા
સુજને ગમી; રાજા ઉઠી મંદીરે જાય, નારીને મન હરખ ન
માય. ચંદ્રમુખી ગઇ પીતા કને, કરજોડીને વાંની ભણે; સુ
ને પરણાવોની તાત, માહારા મનની મનની ગમતી વાત. રા
જાશા જે મનમાં ધરી. તે નગે સઘળી પુરી કરી. આપાણી મા
લણી મામાણને ઘેર ઉતરયો જેહ, સુને પરણાવોની તેહ, કાં
ભળતામાં હરખ્યો તાત, મહારા મનમાં ગમતી વાત; હુમ પ
રણાવીને લાડાવો લેઉ, જસ ઘણો લાખેણો લેઉ. પરધાનને
આપી આગનાય, જોશી તેડાવ્યો સભામાંય. જોશી તેડાવ્યો સ
ભામાંય; સુરત લાખેણું લીજીએ, કંન્યાદાન કોડે દીજીએ.
જોશી તેડાવ્યો સભામાંય; સુરત લાખેણું લીજીએ કન્યાદાન
કોડે દીજીએ. જોશી પંડીત આવ્યા તે ઠાંમ, રાજાએ દીધાં
બહુ માન; લગનનો દીન છે સાર, રાજાને મન હરખ અપાર.
મંડપ રચના કીધી ઘણી. શી શોભા કહું તે તણી, દેશ દે
શના આવ્યા રાય, આનંદ ઓછવ ત્યાં બહુ થાય. મંડપે
આવ્યા વરરાય. માનુની ત્યાં મંગળ ગાય; વરઘોડે ચડયા
વર રાય, સાજેલા શોભતા જાય. મંડપે આવ્યા વરરાય, હર
ખે સાસુ પોંખવા જાય; ઘુશળ મુશળ રવઇયોને ત્રાક, વર પોં
ખી તાણ્યું છે નાક બાજોઠે બેઠા વરરાય, એટલે પધરાવે ક
ન્યાય; હસ્ત મેળાપ થયો જાયરે, રાજા મન હરખ્યો તાંયરે.

### દોહરો.

વર કન્યા પરણી ઉઠીયાં, આને ગોતરજને લગ્યાં પાય;
વર કન્યા મન હરખીયાં, આનંદ અદકો થાય, જાચક જન
સુખ પામીયા, પોહોતી મનની આશ, વર કન્યા જોઇ કર,

અનેક થયાં હુલાસ, આવાસ એક સુંદર રચ્યા, વસાવ્યાં પુ
ત્રીને વાસ, ખાઓ પીઓ ખુશી કરો, . ભોગવો સુખ વીલાસ.
મેહેલમાં ગઇ તે માનુની કામસેન કેરી પાસ. હવે કરજોડી
હું કરગરૂં તમો પુરો મારી આશા. તારે રાજકુંવર વળતુ વદે
સાંભળ સલુણી નાર; હવે માસ તેર ગયા પછે, કરીશ બુજસુ
વીહાર; એક વ્રત મારા મન તણું, તે પુરણ જવ થાય; ને
માં દીનતો વહી ગયા, હવે તેર માસ ઓછાય, વારૂ સ્વામી
ઠીક છે, પુરણ કરો તમારૂં વરત, એ આજ કાલમાં વહી જ
શે, તેર માસ ત્યાં તરત. ત્યાર સુધી સોવા કરૂં, મહાદેવ પુ
જવા જણી; તેથી હોંશ આપણી પોહોંચશે. પુન્ય તણું ફળ
પાઉ. ૮

ચોપાઈ.

એમ સાંભળી સંતોષી નાર કામસેન મન કરયો વિચાર, તે
ર માસ કાલે વહી જશે, પછે આપણી હોંશ વધે થશે, એમ
સોચના કરે રાતને દીન, નીત્ય સભામાં બેસે રાજન; રૂડો
જમાત્ર દીઠો જાયરે, રાજા મન હરખ્યો તાયરે. રાજાએ તે
ડયો પ્રધાન, કહી રાયજીએ પ્રીતે વાણ; એક વાત વીચારો સ
રતથી, મારે પેટ પણ પુત્ર જ નથી, આ જમાત્ર મારો ચતુર
સુજાણ, એ જાણું મારો સંતાન, એને સોંપું મારૂં રાજ, જા
ઉં તીરથ જાત્રાને કાજ. પ્રધાન એ સાંભળી એ રાય, એ
વાતે રાજી સરવ થાય, પ્રજાને મન ગમતી વાત. સોંપો
રાજ જમાત્રને હાથ. સેઠ સાહુકારને તેડયા સહી, સરવે એ
વાતની હકીકત કહી, બ્રાહ્મણ પંડીત જોશી રાય; પુછે તડી
સરવે સમાય. શુભ મહુરત લગનનું જોઇ, પ્રક્ષાળ ભાટ તેડાવ્યા
તડી પટાભીશેક કીધા રાજન, માન્યાં સરવ લોકનાં મન. ફે
રવી પુર મધે ત્યાં આણ, જાચક જનને કીધાં માન; પોતે
ગયો જાતરાને કાજ, સોંપી સરવ જમાત્રને રાજ, રાજાની સ
વાઇ થઇ, લોકે એવી વાણી કહી; પછી કામસેન શું કીધું
કામ, શી રચના કીધી તેણે ઠામ, દરવાનદાર બોલાવ્યા ત
હી; તે પ્રતે એમ વાણી કહી; કોઇ નવો મુસાફર આવે જેહ
અમારી પાસે લાવજો તેહ. જોગી ભોગી ને ફકીર. મુજ સગી
પે લાવો વીર; વારૂ કહીને તેતો જાય, આવે તેને લાવો આં

હે. રાજા તેને પુછે વાત, કોણજ તાતને કોણજ જાત; પછે વાત તે માને મન, પછે આપે અદકું ધન. ચાર દીવશ તે રહે ઠામ, મન મનાવી લાવે ગામ; હવે એ વાત એટલેથી રહી બરાસ રાયની શી ગત થઇ. ૧૩

## દોહરા.

ગુણ સ્વભાવ પ્રધાનનો દીકરો, નીકળ્યો થઇ દીલગીર; ભરપતીને શોધતો, નીકળ્યો થઇ તે ફકીર. ફરતો ફરતો આવીયો. જોરાવતી નગરી મોઝાર, તે નગરમાં ફરે સહી ત્યાં થઇ રહ્યો હાહાકાર. રાજા કલ્પાંત કરે ઘણું, તે ફરે તે નીર ધાર. પ્રજા સહુ રૂદન કરે, બ્રહ્માણ ચારણ ભાટ. બરાસ રાએ કસ્તુરાવતી, ધરે સરવે ધ્યાન; એક રાતમાં જોજણ કયાં ગયાં, વિસમ પામ્યા રાજન. એવું કલ્પાંત દેખી કરી, પુછે પ્રધાનનો તન; કોણ બરાસ કસ્તુરા વતી, કેમ રાવ કરે રૂદન. ત્યારે લોક કહે ફકીરને, બાઇ કસ્તુરાવતી જે નાર; તે ભરદરીયા મધે પડી, જતાંતાં અસ્ત્રી ભરથાર. વીમાન ભાગ્યું અંતવચથી, ગઇ જળ મધે નાર; મઘરે ગળી તે નારને, તે નીકળી આણે ઠાર. સગી નીકળી તે રાયની, પીતરાઇ બાઇની તન. એટલે પોપટ થઇને આવીયો. એનો પરણો સ્વામીન. મેહેલ એક આપ્યો રેહવા કારણે, પ્રજા સહુ રળીઆત; રાજાને પેટ તન નહી, એમ વિચારી વાત; હું રાજ આપુ બરાસને, જોઇને રૂડો લાગ, પછે એકાએકી જતાં રહ્યાં, ઘર કીધાં છે ત્યાગ. તે કારણ કોઇ જાણે નહી. માટે કરે છે કલ્પાંત, શું જાણે જે શું થયું, ભાગે નહી કાંઇ ભ્રાંત. ગુણ સ્વભાવ સમજયો મન વિશે, એતો માગે રાજાય; વળી ખોળતો ખોળતો નીસરયો માહા અરણ્ય મોઝાર.

## ચોપાઈ.

જોતો જોતો ચાલ્યો જાય. માહા અરણ્યની માંહે જાય, ત્યાં એક સુંદર દીઠી વાવ, નીરમળ નીર ભરયાં છે તળાવ. તે સ્થાનકે બેઠો ફકીર. તે પણ મનમાં છે દીલગીર; બીજો આવીને બેઠો પાસ, ત્યારે તેને દીધી આશ. અરસ પરસ ઓળખીયાં જય, મન તણો ભાગ્યો સંદેહ; બાથ ભરાવી બેઠા જઇ પ્રેમ આલીંગન છુટે તહી. પોત પોતીકી વાતો કરી. જોજણ મળીને બે

ઠા છે ઠરી; કસ્તુરાવતી ગઇ સાંભળી કાન, રાજા મન થયો હુ રાન. હવે ધીરજ રખાય નહી. કસ્તુરાવતીને ઓળીએ જઇ પછે બે જણ નિકળ્યા સાથ, સુખ દુખની એમ કરતા વાત, એક દેશ મુકીને બીજો લેય, નીશા પડે ત્યાં વાસો રેહેઃ એ મ ઘણા દીવશ વિત્યા છે સહી, કસ્તુરાવતીની ભાળ લાધી નહી

**દોહરો.**

બાર માસ પુરણ થયા. રહયો માસજ એક; ત્યારે ચદ્ર મુખા કહે કામસેનને, વિચારો મન વિવેક. એક માસે વરત પુરણ થશે, પોહોચશે મનની આશ, ત્યાં સુધી શીવ પુજન કરૂં, આણી મન હોલાસ. તે સાંભળી દીલગીર થયો, ચીંતા પેઠી મન; હવે ત્રીસ દીવશ કાલે જશે, આવ્યો નહી સ્વામી ન. હવે કયાં જઉને કવાં રહુ, ચેતન નહી દીનને રાત; મન સમજી મનમાં રહુ, કોને કહુ એ વાત.

**છપો**

જેને મન ચતાય. તેને અન નવ ભાવે; જેને મન ચતાય તેને નિંદ્રા નવ આવે; જેને મન ચંતાય તે દીન પ્રત્યે સુકે; જેને મન ચંતાય તે રાત દીન મનમાં ખુચે, જેને મન ચંતા ય તે ઉંડા નીશાસા મુકે; બોલે ચાલે વાત કરે, પણ મન તે તેમાં રહે; એ ચીંતાથી ચીત્ત બલી; તેસામળભટ સાચુ કહે.

**ચોપાઈ.**

એ રાત દીવશ મન ચીંતા કરે. બરાસ રાએ મનમાં સાં ભરે; હવે એ વાત એટલેથી રહી, બેજણ ફકીરનશી શી ગત .ઇય કસ્તુરાવતી કસ્તુરાવતી કરે, નગર ખડ વન જોતા ફ રે; એમ કરતાં એક સાંભળી વાણ, કામસેનનાં થયાં વખા ણ. ભાઇ નવો મુસાફર આવે જેહ, ઘરમાં તેડી લાવે તેહ; વીસ્તારીને પુછે વાત, ઘરમાં રાખી ચારજ રાત. પછે મન મ નાવી વીદાએ કરે, એમ દુખ લોકના હરે; એવુ સાંભળી બે જણ રહ્યા, ચદ્રાવતી નગરીમાં ગયા, દરવાજામાં પેઠા જેટલે; દરવાનદાર બોલ્યો તેટલે; અરે ભાઇ ચાલો અમારી સાથ રા જા તમને પુછે વાત. જોગી ભોગીની ભાગે ભ્રાંત, માંડી કહો સ ર્વે વરતાંત; એમ કહીને સાથે થયા બેજણને તેડી લઇ ગયા

## દોહરા.

રાજા બેઠા સભા વિષે. પાસે બેઠા મરધાન; ત્યાં રાજ કુળી છ છત્રીશે મળી, દીછે આદર માન. ગુણકા ત્યાં નરત કરે, તે રાજાના ગુણ ગાય; બ્રાહ્મણ ત્યાં બેઠા ઘણાં, ત્યાં વેદ ચરચા થાય. ભાટ ચારણ જસ બોલે ઘણાં, કરે બંદીજન પોકાર: ૨ ઇધત રાજી સરત છે. ત્યાં થઇ રહયો જેજેકાર. એવે દલકા રે એક આવીઓ, તેણે કરયો પોકાર; કોઇ જોગી એ બાહાર આવીયા, સાથે છે દરવાન. ત્યારે રાજા કેહે લાવો અહીં, હુકમ કરો હુજુર. બિસ્તારી વાત પુછુ અમો, જોઉ જોગી બોગીનુ નુર. તેને આસન આપ્યાં બેસવા. દીઠો જોગીનો વેશ; પુજા અરચા તેહને, જોતાં પડે અંદેશ. માથે જટા ભસ્મે ભરી, વીભુતી ચરચે અંગ; ભગવા વસ્ત્ર આપે ધરયાં, ને સેલી સીંગી સંગ. ત્યારે રાજા કેહે તમે કોણછો, નહીં જોગીની જાત; કોઇ ભોગી નરછો ભાવતા, બિસ્તારી કેહો તે વાત. ૮

## ચોપાઈ.

એવું રાજા બોલ્યો વચન, સુણી જોગી બંધે ધારી લોચન; પછે ગુણસ્વભાવથી લાગુ એક, મરમમાં એમજ કહી. જુઓ ધારીને મારા ભ્રાંત, રાય નથી એ નારી જાત; પરથમ પાર એનો લીજીએ. પછે ઘટે તેવો ઉત્તર દીજીએ. ત્યારે ગુણસ્વભાવ કેહે પડયો સંદેહ. છે નારી પણ નરની દેહ; એકાંત વાત થાય જ્યારે, સંદેહ ભાગે મનનો ત્યારે. રાજાએ પણ ધારી જોયુ, કેમ સંદેહ કરો બેજાણ; રખે હોય બરાબરાય, પણ વેશ પાલટો નવ ઓળખાય, એકાંત વાત જો કરીએ સહી, વાત કરતાં ઓળખીએ અહીં; એવું વીચારી બોલ્યો રાજન, પાસે તે ઉભા સેવક જન. આ જોગીને મંદીરમાં તેડી જાઓ, કહીએ જે ગમે તે ખાઓ; પરથમ તો ભોજન કીજીએ, પછે વાત વીસ્તારી દીજીએ. ત્યારે જોગી બોલ્યો વચન, નહીં ભોજનનું અમને મન; સ્વયંપાક કરીને જમુ, તે વાત અમારા મનમાં ગમું. રાજા કહે તમને ગમતું જેહ, મનમાને તેમ કરો તેહ; એકાંત સ્થળ આપ્યું સાર, ત્યાં રસોઇ કરી તઇયાર. નીશાપડી સભા ઘેર ગઇ, રાજા ઘરમાં આવ્યો સહી; રાણી કેહે સાંભળીએ રાય, મારા મનમાં હરખ ન માય. તેર માસ થયા સાક્ષાત, તે

માં ઓછા દાહાડા સાત; હવે વરત તમારૂં પુરણ થયુ, હવે મા નજો મારૂં કહ્યું. એમ કહીને રાણી રહી, તારે રાજાએ વા ણી કહી, સહુની હવે પુરે આશ, એમ કહી મુકયો નીસવા સ. પછે જઇ બેઠો એકાંત, ભાગ્યાને મન કેરી ભ્રાંત; જોગીઓ બોલાવ્યા પાસ, દીધી અદકી તેને આશ. જોગી સાચુ બોલો તમો, વાત વીસ્તારી પુછુ અમો; ત્યારે જોગી બોલ્યા બે થ આણી મનમાં અદકો નેહ. પરથમ વાત તમારી કહો, પછી અમારી સાંભળવા રહો; વીસ્તારી પુછો શામાટ એવડો શો ક હેછે ઘાટ. સુખ દુઃખ સહુ આવેને જાય, તમાં શું પુછો રાય; પુછ્યાનું કારણ કોહો જે, પરથમ વાત માંડી કહો તેહ. મા રા પુછ્યાનું એ કારણ, જે આવે તેનું મનાવુ મન; ત્યારે કા મસેન કે પુછુ અમો, ભારા ઉચાટ તે જાણ્યા તમો. માટે વ મારા ઇષ્ટની આણ, જો જાુ બોલો એ પાણ; સાચાના બેલી શ્રી રામ, સાચી વાતે સરસે કામ. ૧૭

દોહરા.

જોગી કહે રાજા સુણો, અમારા કરમની હાંણ; તમ શાનીધ સાચું બોલીએ, તે જાણે શ્રીભગવાન. કહુંબાદશા હમારડો ચી ત્રસેન મારો તાત; આ ગુલસ્વાલાબ પ્રધાન છે, પણ આવુંએ જેહોબ્રાત. અમ તાતે કહ્યુ જે પરણાવીએ, રૂડી જોઇ કન્યાય; મને પુર્વ જનમનું ગ્યાન છે, માટે કહી પરણ્યાની નાય. ૩

છપૈ.

અમો બે જણ નીકળ્યા વીર, ધીર ગન માંહે રાખી આ મીત્ર થયા અમ સાથ, વાત તે મત્યે ભાખી. જો પુરવની મ ળે નાર, વીહાર તે સાહે કરવું; બીજી સાથે નહી મન, તે ને મારૂં મે હરવું: એમ નીકળ્યા બાહાર, દેશાંવદેશ ફરતા પુ રવેની સાંભળી નાર, હંસા હંસા એમ કરતા. એમ ઘણું ક ષ્ટ અમે ભોગવ્યું, દેશ વિદેશ ફરતા સઇ; ત્રણ માસ એમ વ હી ગયા, તોએ પુરવની નારી મળી નહી. આવ્યું આસાવરી એક ગામ, કામ થયુ ત્યાં અમારૂં; ત્યાં દેવધર નામે સુતાર, કામ કર્યું તેને સારૂં; એક ચરખો જાજનનું વીમાન, કરયો મત કારમી તેમાં; આવ્યા સમુદ્ર નેપાર, બે જણ બેશી એમાં. તે કરપુરસભાવતી ગામ, ઠામ રૂડો તે જાણ્યો; ત્યાંનો કરપુર

સેન રાજાય, સતવાદી તેતો રૂડો; કરપુરાવતી એક નાર, એક કસ્તુરાવતી કુમારી; અતીશે કોમળ અંગ, નારી પુરવની તેમા રી. તે ગામે અમે ગયા, ફકીરવેશ લીધો સઇ; એક દીન ફેરતો તેગામ, મેહેલ નીચે આવ્યો સહી; દાશી આવી બાહાર, તેણે ત્યાં મેહેલ ઉપર બોલાવીયો. આપું કનક આસન, વાત પુરવની વીસ્તારી; રાજાએ પરણાવી તન, મનમાં તાઢી તેનારી; એક માણેધર નામે સુતાર, માહા માર્ગમી કેહે છે; તે દેવધર કેરો ભ્રાત, તે રાજા ઘેર રેહેછે; એક સાતસે જોજનનુ વીમાન તે માણેધરની પાસે તેમાં બેઠા નર નાર, ઘેર જવાની આશે; ચારસે જોજનનુ વીમાન, તેમાં માણેધર ગુણી બે બેઠા સહી; વીદયગીરી રાએ કરી, એમ ચારસે જોજન ચાલ્યા સહી; આવ્યા સમુદ્ર મધે, વીમાન અવચે ભાગ્યું; માણેધર ગુણરત્ન ભાવપામે તે આકાશે ચાલ્યું આધું; અમો જળમાં પડયા નરનારી, નારી મધરે લીધી; મારે કર આવ્યું એક કાષ્ટ, મનુએ સાહેતા કીધી. હું ઉતરયો જઇ એક બેટ બેટ નારી જોરાવતીમાં આવી; છરતી નીકળી નાર, રાએ પુત્રી કહી બોલાવી; મુનેના ગે કીધી સાહે, એક દોરો આકાશેથી નાખ્યો; તે લીધો માહારે હાથ, પગ અંગુઠે બાંધ્યો; હું થઇ ગયો પોપટ ઝટ ઉડયો આકાશે: આવ્યો જોરાવતી ગામ, ડામ નારીની પાસે; મળ્યાં બે ઠગા સુખે રહ્યાં વળી વીરોધ વાત નારીએ કરી; નીશાં સમે હું નીસરયો, તે નારીને મે પરહરી, વળી નીકળ્યાં ત્યાંથી બહાર વાટમાં મધ્યાનજ મળીયો; કહી એક એકની વીગત વાત, સંતાપ શોક રૂદેથી ટળીયો; પણ અમને સાંભળે તે નાર, સંસાર સુખ નહી અમને; માટે ફરીએ દેશ વિદેશ સચુ કહીએ તમને; તે મળે જો નાર, મન માને અમારૂ; નહીતો પાડુ દેહ, છતા કાડું તે સરૂ;હવે મન મનાવો તેતણું, જો પુછો તો સચુ કહું; અમને ચેતન નહી ચતા ઘણી, એ વીના નવ જાએ રહું.

## ચોપાઈ.

એહ હમારૂં કહ્યું વરતાંત, ભાગી તમારા મનની ભ્રાંત; હવે સંપે અરથ આવે તમ તણું. ભેદ અ વે તમારો ઘણો. ત્યારે કામસેન બોલ્યો વચન, સાંભળો સતવાદી જોગીજન; તમે ફરીને મળો જાહરે, એવડી વાત નારીએ કહી જાહરે. આ

અલપ અપરાધે દીધો છેહ, ઘટે નહી એમ તોડવો નેહ; નારી બુધ પાની કેહેવાય રાત પડે ત્યાંથી પણ જાય.

છપો.

નારી નીચ અગનાન ભણે પુરૂષ તે જાણે; નારી નીચ અગનાન, મમત પોતીકુ તાંણે; નારી નીચ અગનાન, સેહેજમાં રામાણ સાડે; નારી નીચ અગનાંન, કારણ કો નૂ ન જાણે; નારી નીચ અગનાનપ્રમાણ કરે તે તેનું; માટે શાણા નર તમે સમજજો અબળા બુદ્ધ અ ાર છે; અમોલખુ જાણુ નહી, તો એ તમારી સાથ છે.

દોહરા.

પછે કર જોડીને કરગરે, કરી મહક્ષાણા ચાર; મોતી થાળે વધાવીયા, સફળ થયું વરત તે વાર. વેસ પોતીકો પરહરો, થઇ રહી તે નાર; વારેવારે કરગરે. પ્રણામ કરે વારંવાર. પછે વારતા માંડી કહી, જે વીત્યુ તું દુઃખ; પ્રાણજીવણ મુજને મળ્યા, આજ અદકું થયું સુખ. ચંદ્રમુખી તેડી તાંહા, જ્યાં ત્રણે જણ બેઠાય; અથઈતી સરવે કહી, ભાગી તેની ભ્રાંત. વપન કરાવ્યું બે જણે, નાહ્યા નીરમળ નીર; સુભ શણગાર વસ્ત્ર પેહેરીયાં સુદ્ધ થયાં શરીર. હું તું આપણ એક છું, આપણો સ્વામી છે એહ; એ વાત વીસ્તારીને કહી, ભાગ્યો મન સંદેહ. એમ એકાંતે ચારે મળી, વીનોદ ઘણો કરી કરી, એટલે થયો પ્રભાત.

ચોપાઈ.

પ્રાતસકાળ થયો જેટલે, પરધાન ત્યાં આવ્યો તેટલે; તેને તેડે એકાંતે જઇ, વાત વીસતારીને સરવે કહી. પરધાને પણ જાણ્યું એહ, મગન થયો પોતાનો દેહ; ચંદ્રમુખી પણ હરખી મન, રૂડો આજ મળ્યો સ્વામીન. પછે પરધાંને વીચારી પેર, એક પુત્રી હતી પોતાને ઘેર; કલાવતી છે તેનું નામ, કાયા સકોમલ રૂપનીધાન. તે ગુણ સ્વભાવને આપી જઇ, વીહીવા રંગ કરયો છે તહી; પરધાન પણ ગુણ સ્વભાવ કરે. દુઃખ માત્ર લોકોનાં હરે. બેહુ એ નારીને હરખ ન માય, રંગે રમે રાણીને રાય; હવે એ વાત એટલેથી રહી, ચીત્રસેન રાજાની શી ગત થઇ. ૫

## દોહરા.

ચીત્રસેન જે રાયજી બરાસ રાયનો તાત; પુત્ર ગયો પરદેશડે, અનીક થયો ઉતપાત. ખાન પાન નીદ્રા તજી, તજ્યા ભવતા ભોગ; તેમ પુત્ર વીજોગ સાલે ઘણું, તે ધરી બેઠો છે જોગ. તે જનુનીએ જુલમ કરયો, તજ્યા અંગ તણા શણગાર; માળા લીધી હાથમાં ભજે છે વિશ્વઆધાર, રાજા કહે દેહ નવ ધરૂં, કાહાડું મારો પ્રાણ એ બરાસ માહારો ક્યાં ગયો એમ મુખે બોલે વાણ. કાશીએ જઇ કરવત ધરૂં, કરૂં હું ભેરવ જાપ; તન વિના તલપે ઘણું કોઇ કરે એહની વાત. રાજાએ તેડયો પરધાનને શો કરવો ઉપાય; બરાસ માહરો ક્યાં ગયો જુલમ કરે છે રાય. વીખ ખાઇને હું મરૂં, નથી પડતું કાંઇ સુઝ; પરભાવતી કલપે ઘણું, રહી છે ભીડીને બુઝ. કસુંબા નગરીમાં કલપાંત થયું; વેહેપારી સહુ જાય એમ નવ કરીએ રાયજી, કાલે આવશે તન. ધીરજ આપી સહુ પાછા વળ્યા, થયો ઉચાટ મનમાં થયો; એ વાત રહી ત્યાં એટલે પછે ગાં બરાસને ત્યાં શું થાય.

## ચોપાઈ,

બેઉએ નારને હરખ ન માય નીત રંગે રમે છે રાય; કામ કટાક્ષે અતીશે થયું હવે કશું દુઃખ ત્યાં નવ રહ્યું. એક સમે શોકાતુર થયો આપ, મનમાં સાંભરયા માને બાપ; માહારા બાપની શી ગત હશે, મુવા જીવતની ખબર કેમ પડશે, મનમાં કલપે પોતે ઘણું, ઘણું દુઃખ પ્રભાવતી માતા તણું; તે તો વીખ ખઇને મરે. મારો બાપ હવે દેહ નવ ધરે. એવું મનમાં ધરે છે દુઃખ ઉતરી ગયું રાજાનું મુખ; ત્યારે કસ્તુરાવતી એમ પુછે રાય, બહુ દુખણી કેમ થાય છે કાય. લાગુ બોલોની મનમાં અહીં. જે કહો તે કરીએ સહી; રાજાએ માંડી કહી વાત, બાપ દેહની કરશે ઘાત. પ્રભાવતી માતા ખઇને મરે, ચીત્રસેન રાજા ઘણું ટળવળે; એનો ઉચાટ મનમાં ઘણો, ગુણ રંભા મિત્ર સાંભળો. ત્યારે ચંદ્રમુખી બોલી વાણ સુણો રાજા ચતુર સુજાણ; શા માટે તમો દુઃખજ ધરો; નયણે આંસુ શાને ભરો.

---

### દોહરા.

કસ્તુરવતી કે કાંહાં દુઃખ ધરો. ટાળો મન ઉચાટ; પરધાન ને રાજ શોંપી કરી, હલી એ કસુંબાની વાટ. રાજા કહે પરધાનને. હું જાઉં જાત્રા કાજ; મજા પુત્રને પેરે પાળજો, ચલાવજો મારૂં રાજ. ચાલો રાજા ગુણસ્વભાવ પરધાન, સાથે બે બંનો નાર. વળી ગુણસ્વભાવની અસી જાણ, ચાલ્યા પીતાના દેશ મોઝાર. એવું કહીને નીશરાં બાર, લશકર લીધું સાથ; દોડ મજલ તો પરવરયા, નહીં મનમાં ઉચાટ, ઘણા દીવસે પાછા આવીયા સાથે છે બને નાર, ગુણસ્વભાવ પરધાન છે, તેની તે ત્રીજી નાર આવ્યા રૂષીને આશ્રમ, ત્યાં કુચ મુકામ કીધ; તે નર નાર જઈ. પગે પડયાં, રૂષીએ આશીસ દીધ, જઈ ઉભા રૂષી કને, સાથે કસ્તુરાવતી નાર; હાથ પગ જોડી કરી, નમી કીધો જુહાર.

### ચોપાઈ.

નેત્ર ઉઘાડી જુવે રૂષી રાય, કોણ છેરે માનવતી કાય; કેમ તું અહીંયાં આવીયો, તપ ભંગ કરવા લાવીયો. ત્યારે બોલ્યા દીન વચન એ કસુંબા નગરનો રાજન; તેનો સુત બરાસ કેહેવાય તે આવ્યો પગે લાગવાય. તમ દરસનનો હું ચેલો રાય, કસ્તુરવતી પરણ્યા કંન્યાય તમ પરતાપે લાવ્યો અહીં, ક્ષમા કરો અપરાધ મારો સહી. એમ કહીને લાગ્યો પાય હું અપરાધી તારો રાયરૂષીએ દીધો આશીરવાદ, ધન ધન પુત્ર તારૂં ભાગ્ય એમ કહીને મુકયો માથે હાથ, પછે લીધી કસુંબા કેરી વાટ; આવી ગાંદરે ઉતારો કરયો, સહુને હઇડે હરખ જ ભરયો. ચીત્રસેન જુવે છે પુત્ર વાટ. ન આવ્યો અજુ શા માટ; એકાએક આવી એમ જ ભણું; બરાસરાય આવ્યો તમ તણો. નાહાલ કરયો રાજાએ તેહને રાજ્યાસનથી ઉઠયો ત્યાહરે; હરખ ભરી સહુ સામા જાય, ઉલ્લાસ આંણી મન માંહે.

### દોહરા.

રાજા આસનથી ઊઠલો, પ્રભાવતી શામાં જાએ; કુંવર આવ્યો જાણી કરી મનમાં થયો ઉછાહ. ચીત્રસેન જાએ તેડવા પાછળ પ્રભાવતી માએ, તે પુઠે શેના શહુ, રઇયત રંકને રાય, રાજા આવતો જાણીને પુત્ર પગે પળાય; બેહુનાં હઇડાં હ

રખીયાં. પુત્ર લાગ્યો પાએ. રાજા મીત્ર સહુ મળ્યા અને બે
જે લીધો કુંમાર, ફરી ફરી મુખ નીહાળીયું, ચીત્રસેન ભુપાળ.
પછે આવ્યા નગ્રમાં, સાથે સહુ સેનાય, રઇયતને હરખ અ
તી ઘણો, મનમાં શહુ હરખાય. સભા ભરી શીંહાસને બેઠા
તાતને તંન; વીગત વાત માંડી કહી, જે વીત્યુંતુ રાણુમાંહ. ત
મ પરતાપે આવીયો; માતાને લાગ્યો પાય. કસ્તુરાવતી અસ્ત્રી
લાવીઓ તમ પરતાપે માય. ખાઓ પીઓ ખુબા કરો, ટળ્યો
વાહુલાનો વીજોગ બાર વરસે મળ્યા સહી, રંગ ભોગ અતી ભો
ગ. સામળ ભટ વરણવ્યું ખરાસ કસ્તુરાવતી જોડ; બેહુ કર
જોડી એમ ભણે, જે જે શ્રી રણછોડ, આય સાખેન સાંભળે,
મન તણો ભાગે ખેદ; વીજોગ ટળે વાહલા તણો, એમ શાસ્ત્ર
બોલે વેદ. ૧૦



સમાપ્ત.